(ઉધરતી વયના યુવાનોને ખાસ ઉપયોગી.)

## (નવરસથી ભરપુર.)

## સત્યવાદી

# વિરસિંહની ધર્મધ્વજા.

વિભાગ ૧-૨-૩-૪.

છપાવી પ્રસીદ્ધ કરનાર.
વીઠલદાસ ગોકળદાસ મહેતા.



સં. ૧૯૬૬. આવૃતિ પહેલી.

પ્રત (૧૦૦૦).



"દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસ-સુરત.



મુલ્ય એક આનો.

(ઉધરતી વયના યુવાનોને ખાસ ઉપયોગી.)

(નવરસથી ભરપુર.)

સત્યવાદી

# વિરસિંહની ધર્મધ્વજા.



છપાવી પ્રસીદ્ધ કરનાર.

વીઠલદાસ ગો. મહેતા.



સં. ૧૯૬૬. આવૃતિ પહેલી.



પ્રત (૧૦૦૦).







"દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.



મુલ્ય એક આનો.

# પ્રસ્તાવના

પ્રીય વાંચકવૃંદ, આ વાર્તા રચવાનું મુખ્ય કારણ આજકાલના ઉધરતી વયના બાળકો તથા જુવાનીયાઓ અને સ્ત્રીઓને જુઠું બોલવાના પ્રચરેલા રિવાજને નાશ કરવાની ઇચ્છાથી આ પુસ્તક રચ્યું છે; જે માટે આ વાર્તા વાંચનારે શુદ્ધ મનથી એનું અવલોકન કરવું. જેથી તેમાં સમાયલા સત્ય તત્વના ગુણ દરેક પુરૂસની નજરે પ્રગટી નીકળે એમાં જરા સંશય નથી અને જેથી એમાનું ખરૂં રહસ્ય સમજી શકાશે.

## મોક્ષ માર્ગનું

સતકર્મ એ જેમ પહેલું પગથીયું છે તેમજ સત્યકર્મ પણ જેવું ને તેવુંજ છે, માટે સર્વેએ તેને અંગીકાર કરવું જરૂરનું છે. સત્યસ્વરૂપ તો સત્ય શબ્દોના બહુ પ્રેમી છે માટે તે તેવા જનને વિશેશ સહાયકારી થાય છે તેનો આ વાર્તા પુર્ણ દાખલો બેસાડી આપે છે. આ વાર્તાના વિશેશ વખાણ નહિ કરતા એકવાર તેમાના રહસ્યનું અવલોકન કરી જવાથીજ ખાત્રી થાય છે.

સુજ્ઞ વાંચકોને છેવટ વિનંતી કે આ પુસ્તક રચવામાં સંપૂર્ણ કાળજી રાખ્યા છતાં કંઇગી દોષ અથવા અન્ય દોષ માલુમ પડે તો સુધારી વાંચવા કૃપા કરશો

બાળકો અને સ્ત્રીઓને વાંચવાને ઉપયોગી થઇ પડે તેને માટે ભાષા સરળ રાખવાનો બનતો પ્રયાસ કીધો છે

વળી સદરહુ પુસ્તકનો લાભ સર્વે વાંચકવૃંદ લઇ અને સત્યનું અનુકરણ કરતાં શીખશે તો હું મારો પ્રયત્ન શફલ થયલો સમજીશ.

લી० સુભેચ્છક **વી० ગો० મહેતા.**

આ પુસ્તકના કર્તા.

સત્યમેવ, જયતે.

# સત્યવાદી વિરસીંહની ધર્મધ્વજા

## વીભાગ ( ૧ ) લો



આહા હા ! શું કુદરતી પહાડ છે ! જાણે આકાશના સાથે વાર્તાલાપ કરવાને ગગન મંડળમાં ડોકયા કરી રહ્યા છે. **કુશદ્વિપના** સાત પર્વતોમાના જાણે બે પર્વતો અત્રે આવી વસ્યા હોય એમ લાગે છે, વળી એ બન્ને પહાડ હીમાલય પર્વતને છટાવે એવા જબરજસ્ત છતાં એક દેશને પહેરા રૂપ ( ચોકી કરવાને ) જાણે ઊભા છે. એ બે પહાડોની વચમાં ઊંડી ખાઇ છે એ ખાઇમાં આ વખતે પાણી ભરપુર આવી રહેલું જણાય છે તેમાં એક હોડી તરતી જણાય છે. જેમાં એક માણુસ સૂતેલો છે અને બીજા બધા તેની સારવારમાં બેઠા છે છતાં હોડી હંકારી જાય છે.

જોત જોતામાં તે હોડી કીનારાપર આવી પહોંચી. જ્યાં એક રથ તૈયાર ભાંગોટુટો પણ કામ લાગે એવો હતો. તેમાં આ સુતેલા માણુસને હોડીમાંથી ઊંચકી તેમાં સુવાડી હોડીવાળા પાછા ચાલ્યા ગયા; રથ હાંકનાર સારથીએ માહે બેઠેલી એક સુંદરીને કહ્યું કે, હાકું કે બા ? અંદર બેઠેલી કોઇ મધુર રમણીએ, પોતાના કોકીલ કંઠથી કહ્યું કે, હા ચલાવ; રથના ઘોડા બહાદુર અને નાસવામાં

પુરા હતા, જાણે સુર્યના સપ્તમુખી ઘોડાને આંજી નાંખવા માંગતા હોય એટલી ઝડપે જવા લાગ્યા; પહાડનો વીકટ રસ્તો પસાર કરી જ્યાં અનેક રૈયતોનું અહોનિશ પાલણ થાય છે એવું જે સુંદર **પાલણપુર** ગામ તે મધ્યે એ રથ આવી પહોંચ્યો. વિશાળ બજાર અને ભવ્ય મહોલ્લાઓ ફરતો ફરતો એક શેરીમાં આવી પહોંચ્યો, કે જ્યાં પેલા સુતેલા પુરૂષનું ખાસ મકાન હતું; બારણામાં રથ ઉભો રહેતાંજ બે નોકર તે મકાનમાંથી નીકળી આવ્યા. પેલી સુંદર બાઇ પહેલાથી મકાનમાં દાખલ થઇને તેની પાછળ પેલા નીર્બળ સુતેલા પુરૂષને ઘણીજ સાવચેતીથી અંદર લઇ જવામાં આવ્યો. મકાનમાં એક પલંગ તે પુરૂષ સારૂ ખાસ સગવડતા ભરેલો રાખવામાં આવ્યો હતો ત્યાં તેને લાવી સુવાડવામાં આવ્યો.

બાદ પેલા રથવાળાને હાંકી જવાનું કહેતાંજ તે ચાલી ગયો. ત્યાર બાદ આ પુરૂષની સારવાર કરવાનું બની આવ્યું, શરીરમાં ઠામ ઠામ હથિયારોના ઘા લાગ્યા હતા ત્યાં દવા લગાડવામાં આવી જેથી તે પુરૂષની દેહ બેહેર મારી ગઇ હતી તે પાછી જાગ્રતીમાં આવી જેથી આંખ ઉઘાડી જોયું તો પોતે પોતાના ભવ્ય મહેલમાં જણાયો અને પાસે બે જીવવાળી પોતાની સ્ત્રીને અશ્રુ ગાળતી નજરે પડી, જેથી પોતાનું હૈયું પણ ભરાઇ આવ્યું ને પોતે ગુમ થયો. આ પોતાના સ્વામીને ગુમ ( શરીરનું બહેર મારી જવું ) થઇ ગયલા જોઇ તુરત પોતે સાવધ બની સુદ્ધીમાં લાવવાની દવા ખવાડી જેથી પાછો કેટલીકવારે તે પુરૂષ સુદ્ધીમાં આવ્યો અને બોલ્યો કે હે શું મધુર માધુરી ( તે સ્ત્રીનું નામ માધુરી હતું ) તું કાંઇ પણ ગભરાઇશ નહિ. હું થોડાજ વખતમાં સાજો થઇ ઉઠીશ. તું–બે–જીવ વાળી છતાં મારી આટ–આટલી બધી મહેનત ઉઠાવે છે; પ્રભુ તારૂં સારૂ

કરશે, તું મારે માટે હેરાન થઇશ નહિ. પણ બીચારા સકોમળ બાળક માટે કાળજી રાખજે કે જેથી તે દુઃખી ન થાય. માધુરા—સ્વામીનાથ; મારી અને મારા બાળકની તમે કાંઇ પણ ફીકર રાખશો નહિ કારણ કે આપ બહુ ધાયલ છો અને તેમાં વિશેષ દુઃખ થશે. એમ કહી તે બાઇએ થોડીક દુધની કાંજી પાઇ, પોતે બીજા ઓરડામાં આરામ લેવા ચાલી ગઇ; અને અત્રે આ પુરૂષ પણ અનેક વિચારો કરતો ઉંધી ગયો.

લેખક—મનુષ્યને જીવે ત્યાં લગી, આશા, તરંગ અને વિચારો સાથેના સાથેજ હોય તો તે આજ પુરૂષને હતા એમ કહેતા અચકાઇ શું નહિ. કારણ કે આ–પુરૂષ સખત ઘવાયલ છતાં હજુ પોતાના મનમાં કંઈ કંઇ વિચાર તરંગો દોડાવી રહયો હતો, હજુ તેને સારો થવાની હોંસ હતી એટલુંજ નહિ પણ ફરી પાછું લડાઇમાં જઇ **વિજય વાવટો** ઉડાવવાની ફીકર હતી; એકાંતવાસમાં સુંદર પલંગ ઉપર પડેલી મુગ્ધા માધુરી સ્વામીનાથની અત્યંત ચાકરીમાં તદન થાકીને **લોથ** થઇ ગઇ હતી તેથી પલંગ પર જઇ સુતાંજ ઉંધી ગઇ હતી; ઉંધમાં પોતે અજબ તરેહનું સ્વપ્નું જોઇ નહિ હતી, ત્યાર બાદ બે કલાકે ઉઠી પાછી સ્વામીની પાસે આવી હાજર થઇ હતી. સ્વામીજી આ વખતે કઇંક ઉંધમાં જણાતા હતા અને તેથી એ પોતે ગુપચુપ તેમના ચરણ પાસે જઇ બેઠી.

આ મુગ્ધાસુંદરી માધુરી પોતાના સ્વામીને ઉંધમાં છતા તે કોઇની સાથે વાતો કરતા હોય તેમ મોંનો ફફડાટ જણાતો હતો પણ એટલામાં શત્રુ રૂપ ખાંશીએ આવી તે બબડાટ બંધ કીધો; ઉધરસ આવવાથી ઉંઘ ઉડી ગઇ ને જાગતા થઇ જોતાંજ પોતાની પ્રાણ પ્યારીને ચરણ પાસે જોઇ કંઇક હર્ષીત થયા, ત્યાર પછી કંઇક

ઉદાસીમાં કહેવા લાગ્યા; માધુરી તું મારા જેવા દુઃખી માણસની તેમાં વળી (સ્વામીની) જે ચિંતા રાખે છે અને કાળજી બતાવે છે એ તને ખરેખરો ધન્યવાદ ઘટે છે. જગતમાં સ્ત્રીઓ મળજો તો તારા જેવીજ મળજો. લડાઇમાં જતી વખતે તેં દીધેલી સીખામણ હજુ યાદ છે અને હું તે મુજબ સામે પગલે લડયો હતો, જો કે મેં ઘણાંક શત્રુઓનાં મુખી માણસોને મારી નાંખ્યા છે જેથી નેવ્વાણુ ટકા તો આપણીજ જીત થનાર છે પછી તો હરી ઇચ્છા. મારો ઘોડો એકાએક ગબડી પડવાથી હું શત્રુઓમાં ફસાયો અને તેમાંથી છુટવા જતા આ હાલ તમાં આવી પહોંચ્યો. હું તદન ઘાયલ થતા ભાન રહીત થયો હોઇશ તેની મને ખબર નથી, વારૂ મને અહિં કોણ લાવ્યું હતું; માધુરી—સ્વામીનાથ, આપની આવી હાલત થતાંજ બહાદુર હીંમતલાલે આપને પોતાના ઘોડા પર લઇ-લાવીને છાવણીમાં મહામુશીબતે આવી પહોંચ્યો. અને ત્યાં આવ્યા બાદ મને ખબર આપવા એક માણસને મોકલી બીજાઓને હોડીનો બંદોબસ્ત કરવાનું કહ્યું હતું. મને ખબર પડતાંજ હું રથ જોડાવી સામું લેવા ગઇ તે વખતે કીનારે આપની હોડી આવી પહોંચી હતી, જેથી પછી આપ મારી સારવાર નીચે આવી પહોંચ્યા છો. ભલા ભગવાન હીંમતલાલનું સારૂ કરજો કે જેણે આપણી ઘણીજ મહેનત ઉઠાવી છે ઇશ્વર એમને અહોનીશ જીવન બક્ષે; આ વાત અહિંયા ચાલી રહી છે એટલામાં એ મકાનના આગલા બારણા જે ખાસ વાસેલા રાખવામાં આવતા હતા તે કોઇએ ઠોકયા હોય એમ લાગ્યું જેથી મુગ્ધા માધુરીએ ત્યાં જઇ બારણા ઉઘાડયા; બારણા ઉઘાડતાંજ એક નોકરે ચીઠી આપી તે ચીઠી લઇ નોકરને જરા થોભવાનું કહી ઝટ પોતાના સ્વામી પાસે આવી પહોંચી; સ્વામીની આજ્ઞા લઇ તે ચીઠી વાંચવા લાગી.

લેખક–જુવો પ્રીય વાંચક આ વખતે આ **માધુરી** અભણ હોત તો પોતાના સ્વામીને કેવી રીતે વાંચી સંભળાવતે, અને સ્વામીનું દુઃખ કેવી રીતે દુર કરી શકતે. સ્ત્રીઓને ભણાવવું અતી જરૂરનું છે કારણ કે આવા કોઇ વીકટ પ્રસંગે તે વિદ્યા અતી ફળીભુત થઇ પડે છે.

## ચીઠી.

બહાદુર પ્રતાપજી. આપની વિરતત્વતાથી તથા પ્રભુની કૃપાથી આપણી જીત થઈ છે અને શત્રુઓ હારીને નાશી ગયા છે. આપે લડાઇમાં બહુ કુશળતા વાપરી છે તેને માટે બાદશાહ ઘણા ખુશી થયા છે અને તેના બદલા તરીકે હવે આપને હંમેશને માટે પેનસન આપવામાં આવશે. લી. આપનો સુભેચ્છક

**પ્રધાનજી સુખમલજી.**

આ ચીઠી વંચાઇ રહેતાજ કહ્યું કે **માધુરી** જા–તું–જઇ આ ચીઠી લાવનાર નોકરને સરપાવ આપી ખુશી કર, **માધુરી**એ તુરતજ બે રૂપિયા તથા ઉમદા વસ્ત્રની જોડ તે નોકરને આપી વિદાય કર્યો. આ મુગ્ધા **માધુરી** પેલા ખુશ ખબર લાવનાર નોકરને વિદાય કરી આવતાંજ પેટમાં કાંઇ દરદ થવા લાગ્યું, પણ તેને નહી ગણકારતાં પોતાના સ્વામીના પલંગ પાસે આવી તેમના ચરણ આગળ જગ્યા લઇ બેઠી, અને પોતે જોયલા પોતાના સ્વામીને ઉંઘમાં બબડતો તે માટે પુછવા લાગી; માધુરી–આપ ઉંઘમાં કોની સાથે વાત કરતા હત તે કૃપા કરી કહેશો. પ્રતાપજી–હું એક દેવ પુરૂષ સાથે વાત કરતો હતો એમ મને લાગે છે તે પુરૂષે આવી કહ્યું કે તેં જેમ તારી જીંદગી સત્ય બોલવામાં ગાળી છે તેવોજ ઉપદેશ તારી સુંદર સ્ત્રી માધુરીમાં રહેલા ગર્ભને આપજે જેથી તે **સત્યવાદી** પુરૂષ થશે

એ મારૂં કહેવું ખરૂ માનજે મે તેને કહ્યું તે તો હજુ પેટમાં છે તેને હું શું કહું, બહાર આવ્યા પછી કહીશ. ત્યારે તે પુરૂષ કહે નહિ એમ નહિ. હાલજ કહેજે. તે બધું સાંભળશે. જેમ શ્રી કૃષ્ણે અભિમાન્યુને છ કોઠાના યુદ્ધનું વર્ણન વાંચી શંભાવ્યું હતું અને જેમ તેને પોતાના અંતઃકરણમાં લખી રાખ્યું હતું તેમ આ તારો પુત્ર પણ રાખશે માટે કહેવાને ચુકીશ નહિ.

**માધુરી**—હું પણ આપને કાંઈ પાઠ; આરામ લેવાને જરા સુતી હતી; ઉંઘ આવતાંજ મેં એક સ્વપ્નું જોયું હતું, જેમાં હર્ષ અને સોક બંને હતા.

**પ્રતાપજી**—માધુરી તેમાં એવું તે શું હતું કે-જેથી તને હર્ષ સોક ઉત્પન્ન થયો, એ મને બીન વિલંબે કહી શકીશ.

**માધુરી**—સ્વામીનાથ, હું આપને તેમાંની હર્ષની વાત ખુશીથી કહીશ પણ સોકની વાત કહેતા મારી જીભ કાપી નાખુ પણ કહીશ નહિ.

**પ્રતાપજી**—વારૂ માધુરી ભલે તારી મરજી મુજબ કહે.

**માધુરી**—એમાં બીજું વિશેષ જાણુવાનું નહિ હોવાથી હું ટુંકમાંજ કહીશ કે તે-જે-તમને કહી ગયા છે નેને લગતુંજ છે, મને પ્રાપ્ત થનારૂ બાળક અતી સદ્દગુણી અને સત્યવાદી નીકળશે એમ એ સ્વપ્નાપરથી શાબીત થાય છે અને તેથી ત્યાં છવાઇ રહેલો આનંદ પણ મને સ્પ્નામાં દ્દષ્ટીગોચર થયો હતો અને તેજ મારો હર્ષ હતો.

**પ્રતાપજી**—ઠીક ત્યારે તું હવે તારૂં મન પ્રભુમાં લગાડ અને તેમને વિનંતી કર કે મારો પુત્ર સત્યવાન થાય અને હું તે પુરૂષના કહયા મુજબ તારામાં રહેલા પુત્રને બોધ આપું છું.

**માધુરી**—જેવી આપની ઇચ્છા, હું આપના વચનને અનુસરીને ચાલીશ; એમ કહી પોતે **સત્ય** સ્વરૂપ પરમાત્મામાં મન પોરવવા લાગી, ને તેજ પલંગપર ગુટણીએ પડી, આકાશ સામું મોં કરી દયાળુ પ્રભુનું સ્મરણ કરવા લાગી એની સામુંજ સુતેલા **પ્રતાપજી** એ આ **માધુરી**માં રહેલા બાળકને નીચે મુજબ બોધ દેવા માંડયો.

એ મારા નાનકડા અને (ગર્ભમાં વાશ કરી રહેલા) બાળક બાળ-રાજા તું સાવધ થા ને મારૂ કંઇક શાંભળ. જે તારા હીતનું છે; તું **રાઠોડ વંશ**માં ઉત્પન થવા આવ્યો છે તું કુળ દીપક થઇશ એવી મારી ખાતરી છે તેની સાથે તું **સત્યવાન થજે સત્યે** ચાલજે અસત્યનું નામ ધરાવીશ નહિ, સદા સર્વદા સચ્ચાઇમાંજ રહેજે. જેમ શ્રી કૃષ્ણે પોતાની બેન સુભદ્રાને છ કોઠાનો વિસય સંભળાવતાં તેના પુત્ર અભેમન્યુએ સાંભળી લીધું હતું. તેમ તું મારી **માધુરી**નાં ઉદરમાં રહી સાંભળી લેજે, સત્યનો તું પાળક તથા હીમાયતી થશેજ એવી મારી ખાતરી છે પ્રભુ તને **સત્યવાદી** પુરૂષ બનાવે એવી હે બાળરાજા મારી તને આશીશ છે.

આ પ્રતાપજી આટલુંજ કહેતાં કંમજોરીના શબબે થાકી ગયા અને હાંફવા લાગ્યા. જાણે પોતે પડી જશે એમ બીક લાગવા માંડી જેથી વધુ બોલતા અટકી ગયા અને પથારીમાં મોં ઘાલી સુઇ ગયા.

બીજી તરફ **માધુરી** સત્ય સ્વરૂપ **પરમાત્મામાં** પોતાનું ચીત લગાડી પોતાના પુત્રને **સત્યવાન** બનાવવાને આજીજી કરી રહી હતી.

પણ એટલામાં અંદર રહેલા બાળકે **પ્રતાપજી**ના વાકયો પુરા થતાંજ કુદાકડો માર્યો જેથી એનું મન ખસી ગયું અને બીક લાગી કે હું પલંગપરથી ગબડી જઇશ તેથી પછી સાવધ થઇ જોવા લાગી તો ાતાનો સ્વામી હાંફી રહ્યો છે તેથી ઝટ પાણી લાવી પીવા આપ્યું

તેથી કંઇક નરમ પડી, પણ શરીરમાં દુઃખ અથવા રોગ ઉત્પન્ન થતો જણાયો, ખાંસીનું જોર વધી ગયલું લાગ્યું. બીજી ગમ પોતાના પેટમાં પણ કંઇક દુઃખ થતું જણાયું. શરીર બેચેનીમાં ગીરફતાર થતું લાગ્યું. જેથી પોતાના ખાસ નોકરોને બોલાવી એકને પ્રતાપજીની સારવાર કરવાનું સોંપી બીજી એક નોકર બાઇને પોતાની સારવારમાં રહેવાનું કહ્યું. આવી રીતે આ જોડું દુઃખમાં પડ્યું.

લેખક—દયાળુ પ્રભુ, ઘડી એકમાં રંકને રાય અને રાજાને રંક બનાવે છે. સુખીયાને ઘડીકમાં દુઃખ આવે છે. અને દુઃખીયાનું દુઃખ એક ઘડીમાં નાશ પામે છે તેમ આ પ્રેમી જોડાને થયું હતું. જેવી પ્રભુની ઇચ્છા; એક સુસોભીત અને સણગારેલા હોલમાં એક પલંગ તથા ખુરશી કોચ વીગેરે ફરનીચર તે તેની યોગ્ય ઠેકાણે ગોઠવેલું નજરે પડે છે. તેમજ તકતા તથા ફેન્સી તશબીરો પણ ઠામ ઠામ પણ તેના ઠેકાણાસર સોભી રહી છે. એવા શુંદર હોલમાં એક સુગંધા પલંગ પર બેચેનીમાં આળોટી રહી છે, પાસે એક દાશી સારવારને માટે બેઠેલી છતાં તેને કંઇ ગમ પડતી નથી.

લેખક—ક્યાંથી પડે, અંતરની આપદા કોણ પીછાને. મનની વાત કોણ જાણે, શરીરમાં પ્રગટેલું દુઃખ, પોતે શિવાય અન્ય કોણ જાણી શકે, એક દરદી માણુસ સારા માફક ફરતો હોય તો તેના શરીરના દરદની વાત કોણ જાણે. તેમ આ દાશી જાણુતી નહોતી. અને તેથી તે આળોટતી બાઇને વારે ઘડીએ પુછ્યા કરતી હતી કે તમને શું થાય છે. શું ઓશડ લાવું. વીગેરે પુછતાં છતાં કાંઇ ઉત્તર મળતો નહિ તેથી નીરાશ થઇ એક દાયણને બોલાવા માણુસને મોકલી પોતે તેની આવવાની વાટ જોઇ બેસી રહી હતી;

થોડીજ વારમાં દાયણ આવી પહોંચી, તે બાઇને જોવા લાગી અને જાણ્યું કે આ બધી પીડા પ્રસુત થવાના બાળકનીજ છે એ વાત દાશીને કહી જેથી દાશીએ એક જુદો હોલ પ્રશંન કરી ત્યાં એક કોચ પથરાવ્યો અને સુવાવડ ખાનાની તમામ તૈયારી ત્યાંજ આગળ કરી રાખી; દાયણને ત્યાંજ કાયમને માટે બેશવાનુ કહી પોતે કઈંક ઘર કામમાં રોકાઇ. આ દાયણ દુખી થતી માધુરીને એક ઉમદા તેલ ચોપડવા લાગી જેથી કઈંક આરામ થતો જણાયો દાશી ઘર કામથી પરવારી પાછી ત્યાંજ આવી બેઠી હતી, અને વખત બે વખતે પ્રતાપજી પાસે પણ જઇ આવતી હતી; આ દુઃખી થતી માધુરી પોતાના સ્વામીને કેમ છે, તેમને સારૂ થશે કે, વિગેરે શબ્દો એ દાશીને પુછતી હતી; દાશી તેને શંતોષતી હતી.

બીજી બાજુએ શુરવિર પ્રતાપજી વીષેશ ને વીષેશ હેરાન થતા હતા, જ્યાં જ્યાં રૂઝ આવવા માંડી હતી ત્યાં ત્યાં પણ પાછું ઉભરાવા માંડયું હતું, શરીરમાં બહુજ વેદનાં વધી પડી હતી તેમજ ખાંસી પણ જીવ લેણની માફક વળગી હતી. ઘડી એ ઘડી આરામ લે કે ખાંસીનું જોર ઉપજતું જેથી તમામ શરીરના હાડકાં પાશળાં દુઃખતા હતા તેમાં છાતીના તો બહુજ ઉંચકાતા હતા અને તેથી ઘાયલ જગોમાં પણ દુઃખ જણાતું હતું. બધી નશો તણાવાથી દુઃખતું હતું; આવા ગંભીર દરદને જોઇ પેલા નોકરે પણ ડાકટરને બોલાવ્યો, ડાકટરે આવી આશા મુકાવી પણ દવા આપી ચાલી ગયો. શુરવિર પ્રતાપજી કંઇક સુદ્ધીમાં આવતા પોતાની બેજીવ-વાળી માધુરીની ખબર પુછતા હતા અને તેના તરફની કાળજી રા-ખવાની નોકરને કહેતા હતા.

લેખક—આમ એકેક જીવ એકેકને સંભારતા હતા જેમ ચંદ્ર ચકોરીને સંભારે અને ચકોરી ચંદ્રને સંભારે તેમ આ પ્રેમી જોડું એકેકના દુખે દુખી થતું હતું, એકેકને માટે લાગણી ધરાવતું હતું, તેવીજ રીતે જગતજનોમાં વસ્તા જોડા એવાજ પ્રેમાળ બને અને સત્ય કાર્ય કરે એજ સર્વે કોઇની અને મારી અભિલાસા છે. મધ્ય રાત્રીને સમયે આ ઉપલાજ મકાનમાંના એક ભવ્ય હોલમાં એક ઝગઝગાટ દીવો બળી રહયો છે, તે હોલમાંની સુસેભિત વસ્તુઓ તમામ ત્યાંથી દુર કરવામાં આવી છે. ફકત એક પલંગ સિવાય બીજુ કાંઇ ત્યાં રાખવામાં આવ્યું નથી તે પલંગપર બેભાન હાલતમાં પ્રતાપજી પડેલા જણાય છે જેના ડોળા કઇંક ઉંચે ચડી ગયલા નજરે પડે છે. છાતીમાં શ્વાસ ચાલુ થયો છે જેથી સાબીત થતું હતું કે આ શુરવીર **પ્રતાપજી** કલાક બે કલાકના પરોણા છે તેમના માથા આગળ બે નોકરો અને પગ આગળ બે એમ ચાર માણસ ઉભા છે. બીજા નગરજનો તથા સગા વહાલાઓ પણ આ વખતે આવેલા જણાય છે તે સર્વે બાજુમાં સોકમંદ ચ્હેરે બેઠેલા નજરે પડે છે. ડાકટર સંપૂર્ણ તપાસ લઇ રહયો છે તેણે સર્વેને હાથ ધોવડાવ્યા છે છતાં તે હજુ પોતાના છેલા પ્રયત્નને માટે વિચાર કરતો ઉભો છે.

પ્રીય વાંચક આપણે જરા એજ મકાનના બીજા હોલમાં નજર કરીએ કે જ્યાં સુવાવડખાનાની તૈયારી થઇ રહી હતી, ત્યાં પણ અત્યારે એક દીપક પ્રકાશી રહયો છે એજીવ વાળી બાઇ બહુજ ગંભિર હાલતમાં છે ત્યાંની દાયણ તથા દાસી અનેક ઉપાયો કરી રહયા છે તે બાઇ તદન બેભાન છે દાયણ પાસે રહી દવાઓનો ઉપયોગ કરી રહી છે. અને દાશીને અવરનવર ફેરા ખવાડયાજ કરે છે, આ બાઇ

ને એક બે કલાકમાં પ્રસુતી થાય એવી આશા છે, પ્રભુ એમની આ શા પૂર્ણ કરે.

આ **માધુરી** બાઇની દુઃખ દશાની વાત આખા મોહલામાં ફેલાઇ હતી એ દરેકની જોડે માયાળુંપણાથી પોતાનું વર્તન ચલાવતી હતી જેથી આ વખતે એ મોહોલાની કેટલીક સ્રીઓ ત્યાં આવી હાજર થઇ હતી; આમ કરતાં બે કલાક વીતી ગયા ને પ્રભુજીએ દયા કરી, ખુબ સુરત અને તેજસ્વી **બાળકનો જન્મ** થયો, દાશી એ તેજ વખતે કહ્યું કે, **સત્યવાદી બાળરાજા પ્રગટ** થઇ ચુકયા તેવીજ સર્વે સ્રીઓમાં **આનંદ** છવાઇ રહયો આનંદના ગાન ગવાવા માંડયા, સુભ ચીન્હની થાળી પણ ઠોકી, સ્રીઓ માંહો માંહે સાકર વેંહેંચવા મંડી ગઇ, વધામણીમાં દાશીને સરપાવ આપ્યો આવી રીતે આ બાજુએ **પુત્ર પ્રશવતાનો** આનંદ પ્રકાશી રહયો છે ત્યારે બીજી બાજુએ મહાશોક છવાઇ રહયો છે શુરવિર પ્રતા-પજીના કઠે પ્રાણ આવી રહયા છે, થાળીના અવાજ કાનમાં પેશ-તાજ પ્રાણભાઇએ દેહને છોડી દીધો, તેજસ્વી દેહને નીસ્તેજ બનાવી હંસલો ઉડો ગયો; પ્રકાશીત દીપકનુ તેજ પણ ઝાંખુ થયલું જણાયું, ડાકટરે તો પા કલાક અગાઉથી ચલતી પકડી હતી, નોકરોની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યા. બીજા અન્ય જનોની આંખમાંથી પણ આંશુડા ટપકવા લાગ્યા; અહા. કેવી પ્રભુની લીલા છે, **રામનો** વિયોગ ને **કૈકૈઇને** મંન આનંદ; રામનો વિયોગ થતા દશરથના પ્રાણ જવા જેવો ઘાટ થયો, બાળરાજાનું આવવું થતા પિતાશ્રીનું ચાલી જવું થયું, પેલી કહેવત છે કે **ડોશી ગઇ ને પોરી** આવી તેવો ઘાટ હાલ તો આ પ્રતાપજી ત્યાં થઇ રહયો;

એક બાજુએ પુરૂસો રડી રહ્યા હતા ત્યારે બીજી બાજુએ સ્ત્રીઓ હસી રહી હતી એક બાજુએ જ્યારે પુરૂસો શોક સાગરમાં ડુબ્યા હતા ત્યારે બીજી બાજુએ સ્ત્રીઓ આનંદના મોઝામાં ઉછળી રહી હતી. વળી એક બાજુએ પુરૂસો આંખમાંથી આશું રેડી રહ્યા હતા ત્યારે બીજી બાજુએ સ્ત્રીઓ અતી આનંદમાં ગુલાબજળ છાંટી રહી હતી એક બાજુએ તમામ સોક અને શાંતતા પ્રશરી રહી હતી ત્યારે બીજી બાજુએ આનંદમાં હર્ષ ઉડી રહયો હતો. આ આવા આનંદ અને સોકમાં એક અદ્‌ભુત ચમત્કાર બન્યો તેના તરફ વાચકનું ધ્યાન ખેંચશું; **પવિત્ર માધુરી સતી માધુરી** જ્યારે સાવધ થઇ ત્યારે પોતાના અત્યંત પ્રીય બાળકને લઇ ચુંબન કરવા લાગી, માતા પ્રત્યેનું વહાલ પુત્ર તરફ ઉછળી રહ્યું. બીજી સ્ત્રીઓ જ્યારે (એની દાશી સુદ્ધા) આનંદમાં મધન થઇ ઘેલી ગાંડી બની ગઇ ત્યારે એ પોતાના બાળકમાં અપુર્વ પ્રેમ પોઇ રહી હતી એટલામાં એકાએક યાદ આવ્યું કે મને જે સ્વપનું આવ્યું હતું તે મુજબ બાળક અવતર્યું છે અને સાથે તેવોજ આનંદ પણ પ્રશરી રહયો છે તો તેની સાથે મેં જોયલો સ્વામીનો વીયોગ પણ થવોજ જોઇએ માટે ચાલ જોવું કે મરા સ્વામીજી કેવા હાલતમાં છે એમ વિચારી ઉઠી બાળકને ત્યાંજ સુવાડયું ને પોતે તે ઓરડાનો ત્યાગ કરતી વખતે જોયું કે અત્રે અપુર્વ આનંદ છવાઇ રહયો છે. તરતનું જન્મેલુ નાનું બાળકપણ રમી રહ્યું છે આ જોઇ આનંદ થતી ચાલી ગઇ, જ્યાં પુરૂપ વર્ગ નીશતેજ ચહેરે કોઇ ઉભેલા છે કોઇ બેઠેલા છે ત્યાં જઇ પહોચી, સર્વે એટલા બધા શોકમાં ગરકાવ થઇ રહયા છે કે તેને કોઇએ અટકાવ્યો નહિ, સીદ્ધી ચાલી ચાલી પોતાના સ્વામી પાસે ગઇ. પ્રેમ વત્સલ પ્રીયા પ્રેમનું ચુંબન લેવા લાગી,

સ્થિર શબને બાઝી પડી અત્યંત રૂદન કરી આંસુનો પ્રવાહ ચલાવ્યો ને પાછી ફરી આવતાં ત્યાંનો શોક ભરેલો દેખાવ જોઇ શોકીત થતી ચાલી આવી બાળ રાજાનું ગેલ કરવું, તેના મોંનું મલકાવવું જોઇ ખુશી થતી હર્ષમાં આવી ગઇ. વળી પાછી ત્યાં ગઇ, પોતાનું હૃદય ખાલી કર્યું, અહિંયા આવી હર્ષનો ઉભરો ઉભરાવ્યો અને વળી પાછી ત્યાં ગઇ, પોતાના શરીરનું આક્રંદ કરવા લાગી. આવી રીતે આ **માધુરીને હર્ષ** અને શોક થઈ રહ્યો. જેમકે દુન્યામાં મનુસ્યને સુખ અને દુઃખ લાગે છે તેમ આ **માધુરીને હર્ષ** અને **શોક** પ્રગટ થયો. છેવટે પતી પાસે જઇ દુઃખના નીરાશામાં પોતાના પ્રાણ પણ સ્વામીના પ્રાણ સંધાથે પોંચાડવાને ભાગ્યશાળી થઇ, એકને બદલે બેનો શોક અન્ય જનોને પ્રાપ્ત થયો.



# વિભાગ બીજો.



જેમ જળ વગરનું મીન તરફડી મરે છે તેમ માતા વગરનો પુત્ર ટળવળતો રહે છે; ગાય વિના જેવી વાછરડાની દશા થાય છે તેવીજ માતા વીનાના બાળકની થાય છે. ઝાડ જેમ પાણી વિના કરમાઇ જાય છે તેમ માતા વગરનો પુત્ર હાલથી બેહાલ થાય છે. ભરતી ઓટનો આધાર જેમ ચંદ્રની ગતી ઉપર હોય છે તેમ પુત્રનો આધાર તેની માતુશ્રી ઉપર હોય છે. બીજુ ઝાડને સારા ફળ આવવા કે તેનું ખુબ ખીલવું, એ ત્યાંની જમીન ઉપર આધાર રહયો છે તેમ માતાનો બાળક પ્રત્યે રહેલો છે; માટેજ હવે આપણે જોઇશું કે વગર માતાનો પુત્ર કેવી રીતે ઉછરે છે; પાલણપુર શહેરના એક વિશાળ મહોલ્લામાં એક બાળક રમી રહયો છે; સાથે બીજા તેના સોબતીઓ પણ તેની રમત ગમતમાં સામેલ છે આ મુખ્ય નાયક બાળરાજા સર્વેથી ચડીયાતો અને દરેક વાતમાં કુશળ જણાય છે, તેની રમત ગમત અતી વખાણવા લાયક છે; હાલ તેની ઉમર ફકત ત્રણ વરસની છે છતાં જાણે તે ૭ વરસનો હોય એમ લાગે છે; તે અત્યારે બીજા બાળકોની સાથે પોતે પણ લાકડીના પટા ખેલતા અને ખેલાવતા હતા. એવામાં એક છોકરાના હાથમાંથી લાકડી છટકી જઇને બીજા એક છોકરાના કપાળમાં સજ્જડ વાગી જેથી કાંઇક લાલબાઇ નીકળ્યા ( એટલે લોહી નીકળ્યું. ) તેથી તે છોકરો રડતો રડતો પોતાને ઘેર ગયો, પેલા છોકરાના જવાથી આ છોકરાઓએ વિચાર કીધો કે એની મા જરૂર લડવાને આવશે માટે આપણે

બધા નાશી જઇએ અગર તો કાંઇ જુઠું કહેવાનો પોઇંટ ગોઠવી મુકીએ.

**બાળરાજા**—ભાઇઓ એમ નાશી જવું એ આપણું કામ નહિ, તેમજ જુઠું બોલવું એ આપણો ધર્મ નહિ, ભાઇઓ તમે સાચાના અને સત્ય વાકયના હિમાયતી બનો હું પણ બનીશ અને તમે પણ તેમજ ચાલો, સત્યે ચાલવાથી પ્રભુ રાજી રહે છે ( જે આ જગતનો કર્તા છે. ) એવામાં તે છોકરાની મા, ક્રોધથી ભરપુર બની આંખના ડોળા ધુરકાવતી આવી પહોંચી અને જાણે હમણા શુંનુ શું કરી નાંખશે.

બાઇ—એ **નાયકડા** તેંજ મારા છોકરાને મરાવ્યો છે, શું કરૂં કે તારી માની શરમે જવા દઉં છું. તે બિચારીએ મારા ઉપર બહુ ઉપકાર કીધો છે.

**બાળરાજા**—**મોટીમા** મેં કંઇ તમારા **ભાણીયાને** મરાવ્યો નથી અને માર્યો પણ નથી, લાકડીના પટા ખેલતાં લાકડી પેલા ( તે છોકરાને બતાવી ) છોકરાના હાથમાંથી છટકી ગઇ, તે તમારા ભાણીયાને વાગી તેમાં હમે કોઇ શું કરીએ, જોઇએ તો ફરી હમારી સાથે રમવા મોકલશો નહિ, કેમ ખરૂં કેની ભાઇઓ ? બધા છોકરાઓએ હા કહી. આ સાંભળીને તે બાઇ ઝંખવાણી પડી ગઇ ને પોતાના ઘેર ચાલી ગઇ, ત્યાર બાદ મુખ્ય નાયક બાળરાજાએ પણ પોતાના સાથીઓને ઘેર વિદાય કરી પોતે પણ પોતાને ત્યાં આવી પહોંચ્યા;

આવતાંજ તે ઘરમાં બેઠેલી એક બાઇએ આવકાર આપ્યો ને કહ્યું કે ભાઇ, મોહોલ્લાના છોકરાઓ જોડે રમી રમીને બહુજ થાકી ગયા છો માટે જરા આરામ લેશો, પછી હું તમને નહાવાનું પાણી

આપું છું; બાળરાજા—માતુશ્રી હું કાંઇ બહુ થાકી ગયો નથી, માટે હમણાજ પાણી કાઢી આપશો, અને મને નહવાડશો મારો ઇશ્વર ભકિતનો વખત જાય છે; આ શાભળી તે બાઇએ ઉઠી ઝટ પાણી કહાડી આ બાળરાજાને સારી રીતે શરીર ચોળી નવાડયો. જેથી પછી તે પોતે ઇશ્વર ભકિત કરવા લાગ્યો; પોતાની આટલી નાની ઊમર છતાં ઇશ્વર ઉપર દ્રઢ ભકિત બેઠી હતી, તે હરરોજ સહવારમાં પોતાના એક નોકર સાથે (જેનું નામ ગણુપતરામ હતું તેની સાથે) પ્રાત:કાળની અલોકીક લીલા જોવા નીકળતા હતા, અને તેથીજ એમને ઇશ્વર ઉપર દ્રઢ ભકિત બંધાઇ હતી; એ બાળરાજા જન્મથીજ સત્યના હીમાયતી હતા તેથી એ હંમેશ સત્ય વચંન ઉચારતા હતા કોઇપણ દીવસે જુઠુ બોલ્યો નથી તેમજ પારણામાં પણ જુઠું રડયો નથી. આજકાલના ઘણાક છોકરાઓ પારણામાં ખોટું રડે છે ને જયારે તેન તેમાંથી લઇ લેવામાં આવે છે, ત્યારે તે રહી જાય છે. અથવા તો કંઇક બાળકોને એવી ટેવ હોય છે કે પોતાને કંઇ પ્રીય વસ્તુ જોઇતી હોય તોએ પણ ઉપર મુજબ રડવાનો ઢોંગ લઇ બેશે છે. તે જયારે તે વસ્તુ-હાથમાં આવે કે તુરત રહી જાય છે. તેવા આ બાળરાજામાં અવગુણ નહોતા, કારણ કે એને તો નાનપણથીજ નહી પણ માતાના પેટમાંથીજ સત્યનો બોધ મળી ચુકેલો હતો; આ બાળરાજા બીજા કોઇ નહિ પણ શુરવીર પ્રતાપજીના પુત્ર હતા; માતા પીતાનું એકજ દિવસે મરણ નીપજતાં એ બાળરાજા નોકર તથા દાશીના હાથ નીચે ઉછેરાતા હતા, તે લોક આ બાળરાજાને કાંઇપણ દુ:ખ પડવા દેતા નહોતા પણ ઘરમાં * આવો અવળો

---

* આવો (એટલે) પાછળ જણાવવામાં આવ્યો છે તેવો.

ખરચ બહુ થતો હતો. નોકર ચાકરો પોતપોતાનું ઘર ભરતા હતા. **શુરવીર પ્રતાપજી** પાસે પૈસો પુષ્કળ હતો, પણ આ નોકર લોકો તેનો દુરૂપયોગ કરતા હતા.

આ નોકર લોકોએ ઘરમાં જુગારખાનુ માંડયું હતું. બીજા પાંચ સાત જણુ આવતા હતા અને જુગાર ખેલતા હતા, આ **બાળરાજા** તે જોઇ રહેતા હતા; એમને કાંઇ એવી ખબર નહોતી કે આ જુગાર મારા બાપના પૈસાથી રમાય છે અને તેથીજ તે ચુપકીથી ત્યાં બેસી રહી તમામ રમત ધ્યાન દઇ જોતા હતા અને શીખતા હતા. દરેક બાળકો એને સાંજના તેડવા આવતા હતા. તે મુજબ આજે પણ આવ્યા હતા, તેમાંથી એકે કહ્યું કે કેમ **બાળા રાજા** આવો છો કે, આ વખતે એ બાળ બહાર જવાના કપડા પહેરતા હતા; સંપૂર્ણ કપડા પહેરીને, બાળકો સાથે સાંજનો રમણીક દેખાવ જોવાને પોતાના એક નોકર સાથે નીકળી પડયો.

સાંજનો મંદ-મંદ વાયુ પ્રબળ વેગે વહિ રહયો હતો, ઝાડો નવ પલ્લવ બની ડોલી રહયા હતા કોઇના ઉપર ફળ તો કઇંકના ઉપર ફુલ આવી રહયાં હતા. આ બાળકો ચાલતા ચાલતા એક વાડી નજીક જઇ પડયા, તે વાડીનો રક્ષક ત્યાં જણાતો નહોતો, તેમાં ઝાડ સુંદર અને ફળદ્રુપ જણાતા હતા અને તેથી આ બાળકોનું જવાનું મન થયું, એક છોકરાએ જઇ તે વાડીનો ઝાંપો ઉઘાડી નાંખ્યો ને પછી બધાને બોલાવવા લાગ્યો, ને કહેવા લાગ્યો કે-જુવો જુવો ભાઇઓ આ વાડી કેવી સુંદર છે એમાં જાત-જાતના ફુલ ફળ અને પાંદડા છે વળી એમાં એક નદિનો ઝરો પણ આવેલ છે આ સાંભળી બધાનું મન લલચાયું અને તે વાડીમાં ગયા.

વાડીમાં પાણી ફરી વળવાને કયારી બનાવવામાં આવી હતી તે ઘણીજ ચતુરાઇ ભરેલી રીતે બનાવવામાં આવી હતી તેની ઉપર પ્રથમ આ બાળરાજાની નજર પડી હતી અને તેથી કહ્યું કે જુઓ ભાઇ ઓ આ એક ખુબીનું ઝહાડ, પાણીનું ઝાડ જેને નહિ જોયું હોય તેણે જોવું, જુવો પેલું થડ (વહેતા જરાની પાસે થડ જેવા આકારની કયારીમાં પાણી ભરી રાખવામાં આવ્યું હતું તે બતાવીને) અને એના ડાળ પાંખળા પણ કેવા સુંદર બનાવવામાં આવ્યા છે, વળી જુવો જુવો પેલા પીપળાના ઝાડનો છાંયો એના અંદર પડે છે જેથી જાણે આબેહુબ એનેજ પાંદડા આવ્યા હોય તેમ દેખાય છે. ચાલો ભાઇઓ હવે આપણે આગળ જોવા જઇએ પણ ભાઇઓ જરા મારૂ સાંભળી લેશો ? એથી બાળકોએ કહ્યું

હા. હા. ભાઈ તમે કહેશો તે હમે સુખેથી શાંભળીશું.

બાળરાજા—જુવો ત્યારે ભાઇઓ, આપણે પારકી વાડીમાં વગર રજાએ આવ્યા છીએ માટે કોઇએ કોઈ ચીજને હાથ લગાડવો નહિ દુરથી જોઈ ખસી જવું. નહિ તો આપણે પ્રભુના ગુનેહગાર થઇશું અને વળી એ વાડીવાળાના સુધા, માટે કોઇને નુકશાન કરવું એ આપણે યોગ્ય નહિ. કોઇનું ભલું કરવું પણ બુરૂં કરવું નહિ,

આમ બોલતા બોલતા આ બાળરાજા અને સર્વે બાળકો એક સુસોભિત અને નાના પ્રકારના રંગબેરંગી ફુલોથી ભરપુર ઝાડના સ્થળે આવી પહોંચ્યા, આ સ્થળે અતી સુવાસીત સુગંધ પ્રસરી રહી હતી કારણ કે તેમાં મોગરો, ગુલાબ અને ચંબેલી, જાઈ, જુઈ પારીજાતક વીગેરે વીગેરે ફુલોની શું મધુર વાંસ ચોગરદમ પ્રશરી રહી હતી, તેમાં એક સૌથી ઉત્તમ પુષ્પ ગુલાબનુ સૌની ટોચે જણાઇ આવતું હતું તે ફુલ જોનારનું મન લલચાવતુ હતું એ મનને

ઉત્તમ કેરતું હતું, તેનુ ઝાડ પણ તેવુંજ સૌથી સરસ અને સોભાયમાન હતું, આ ફુલ સૌથી પહેલા એક બાળકની નજરે પડયું અને તેને તે જોતાજ ત્યાં જઇ તોડી લઇ આવી આ બાળરાજાને અર્પણ કીધું, બાળરાજા તે ફુલ લેતાં અતી ખીંન થયો અને કહ્યું કે ભાઇઓ, મેં તમો સર્વેને કહ્યું હતું કે કોઇએ કાંઇ ચીજને છેડવું નહિ. છતા તમે આ અયોગ્ય કામ કર્યું ભાઇઓ હવે તો જે થનાર હતું તે થઇ ગયું પણ હવે પછી એવુ કરશો નહિ. આ પુષ્પ સૌથી શ્રેષ્ટ છે માટે આપણે એ કોને અર્પણ કરવું કે, જે મહા સમર્થ હોય તેને. તો તે કોણુ છે કે આ જગતનો કીરતાર સત્ય સ્વરૂપ પરમાત્મા છે, તેને આપણે આ પુષ્પ અર્પણ કરીએ. સર્વએ પહેલાથી તેમની પ્રાર્થના કરવી ને પછી આ પુષ્પ અર્પણ કરવું.

આ સાંભળી સર્વે બાળકો અને બાળરાજા સુદ્ધા પ્રભુની પ્રાર્થના કરવા મંડી ગયા અને પછી તે ફુલને તેમને અર્પણ કીધું.

આ ફુલ અર્પણની ક્રીયા થઇ રહેતાંજ કોણ જાણે કયાં અદ્રશ્ય થઇ ગયું કે જેનો કાંઇ પત્તોજ નહિ અને તેથી સાબીત થયું કે તે ફુલ દયાળુ પ્રભુએ સ્વીકારી લીધું, આવા સત્યવાદી પુરૂષનું ફુલ નહી સ્વીકારે એમ કંઈ હોય; આ સર્વે બાળકો ત્યાંથી આગળ જવા લાગ્યા એટલામાં તો એક ઉઘાડે દીલે અને ટુંકા પોતીયાવાળો તે વાડીનો રક્ષક આવી પહોંચ્યો; વાડીનો ઝાંપો ઉઘડેલો જોઈ તેને આઘેથીજ બુમ પાડવા માંડી હતી કે ભાઈ વાડીમાં કોણછેરે કોણછે? આ શબ્દો સાંભળતાંજ બધા છોકરાઓના પેટમાં ફાળ પડી કે હવે શું થશે, એટલામાં તે નજીક આવી પહોંચ્યો અને પેલું હજાર પાંખડીવાળું જે ઉમદા ફુલ તે નહીં જોતાંજ વિશેષ ખીજવાયો અને બોલ્યો કે પેલા સુંદર ગુલાબના ઝાડપરથી ફુલ તમેજ લોકોએ

તોડયું છે માટે તમારે મારા શેઠની પાસે આવવું પડશે. તે અલૌકીક પુલ જે દેવને ચડાવવાનું હતું તે તમોએ ચુંટી નાંખ્યુ છે.

**બાળરાજા**—અલ્યા ભાઈ તારા શેઠને કહેજે કે તે પુલ હમે દેવનેંજ ચડાવ્યું છે અને તે છતાં પણ જો તને ખીજે તો તેના નાણા હમારે ત્યાં આવીને લઈ જવા મેહેરબાની કરવી, આ હમારો નોકર કે હમો પોતે ચુકવી આપશું. આ **સત્યવાદી બાળરાજા**નાં શાંતતા ભરેલા શબ્દો સાંભળી કંઈ રાજી થયો અને પછી પોતાને કામે જતા જતા બોલ્યો કે ભાઇઓ હવે જાઓ સાંજ પડી છે. તે સાંભળી સર્વે બાળકો અને **બાળરાજા** તથા તેનો નોકર સર્વે પાછા ફર્યા ને ઘર તરફ આવવા લાગ્યા, તેવામાં પેલા નોકરે વાત ઉંચકી કે ભાઇઓ (છોકરાઓને સંબોધીને) કાલે આપણા બાળરાજાની વરસગાંઠ છે તેમનો જન્મ દિવસ છે માટે કંઇક સારૂં સારૂં થાય તેનો ઉપાય થશે?

**બાળરાજા**—હા. ભાઇ તેં ખુબ યાદ કર્યું, ભાઇઓ તમો સર્વેને કાલે હમારે ત્યાંજ ભોજનના. કોઇએ પોતાને ઘેર ખાવું નહિ ને એ ખુબ યાદ રાખવું. એમ આ **સત્યવાદી બાળરાજા**એ કહેતાંજ સૌ કોઇએ કબુલ કીધું. બાદ પોતાની શેરી આવતાંજ સૌ સૌને ઘેર ગયા. બીજે દિવસે સહવારમાં નવીન પ્રકારની ધામધુમ થતી જણાઇ હતી. **સત્યવાદી બાળરાજા**નો જન્મ દિવસ હોવાથી તેમને માટે ઉમદા હાર કલગીનું માળીને ત્યાં કહેવામાં આવ્યું. વસ્ત્રો પણ નવનવીન કોરા અને કરકડતા કાઢવામાં આવ્યા, વળી આજે એ **બાળરાજા**નું નામ પાડવાનું મુહુર્ત પણ હતું અને તેથી અન્યજનોને નોતરવામાં આવ્યા હતા અને તેથી આજ દરરોજ કરતા ઘરમાં વસ્તી વધારે જણાતી હતી, જોસીરાજ બ્રાહ્મણને બોલાવી પુછવામાં આવ્યું કે આ બાળરાજા

ના કયા કયા નામો આવે છે, તે પરથી તેને ધન-મકર ને કુંભ વિગેરે ગણત્રી કરી, પછી કહ્યું કે આપણા **બાળરાજાનું** નામ વ્રષક રાશી ઉપર આવે છે, માટે **વિરસીંહ** રાખવું. સર્વેને એ નામ પ્રસન્ન આવ્યું તેથી પછી તે બ્રાહ્મણને સવા રૂપીયો દક્ષણાનો આપતાં તે ચાલી ગયો; એટલામાં આ **બાળરાજાને** માટે દુધ આવી પહોંચ્યું, તે દુધને એક કથરોટમાં નાખવામાં આવ્યું. બાદ તેમાં ફુલ તથા સુગંધી પ્રદાર્થો નાંખવામાં આવ્યા અને પછી તે દુધે આ **બાળરાજાને** નવડાવામાં આવ્યા. ત્યારબાદ શરીર સ્વચ્છ કરી ઉપર જણાવેલા વસ્ત્રો પહેરાવી સણગારથી સજ બનાવ્યા. જાણે દેવલોકમાંથી કોઇ દેવનો બાળક ઉતરી આવ્યો હોય તેમ આ બાળરાજા **વિરસીંહ** અત્યંત તેજસ્વીની માફક સોભી રહ્યા; અને ત્યારબાદ **વિરસીંહ** નામ પાડવાની * ક્રીયા થઇ રહી હતી, તે પુરણ થતાંજ સર્વે બાળકવર્ગ ભોજન કરવા બેઠા હતા એટલામાં પેલો વાડીવાળાનો રક્ષક તથા સેઠ પોતે એમ બન્ને જણ શુરવીર પ્રતાપજીનું ઘર પુછતા ચાલ્યા આવ્યા, જે નોકર બાળરાજાની સાથે હતો તેણે પેલા રક્ષકને ઓળખ્યો અને બેસવાનું કહ્યું ને તે બેઠા. થોડીજવારમાં બાળકો સર્વે પોતપોતાની ઇચ્છા મુજબ જમી લઇ ઉઠયા. મુખવાસ ખાવાને આગળ આવતાંજ આ સેઠ તથા રક્ષકને જોઇ **સત્યવાદીએ** કહ્યું કે, ભલે શેઠજી આપ આવ્યા, ભોજન તૈયાર છે જમીને જશો. ત્યારબાદ સર્વે બાળકોને મુખવાસમાં પાન એલાઇચી વીગેરે આપવામાં આવ્યા, બાદ અન્યજનોને ભોજન કરવા બેસાડવામાં આવ્યા, તેમાં પેલા શેઠ તથા તેના રક્ષકને પણ

---

* બધા છોકરાઓને ભેગા કરી ઝોળીમાં સુવાડી એક જાતની ક્રીયા થાય છે તે.

બેસાડવામાં આવ્યા હતા. તે સર્વે લોક તૃપ્ત થઇ આગળ આવ્યા બાદ સૌને ખુશબોદાર મુખવાસ આપવામાં આવ્યો ને ત્યારબાદ પેલા શેઠ તથા રક્ષકને આવવાનું કારણ પુછ્યું.

શેઠ—હમારૂં હજાર પાંખડીવાળા ગુલાબના ફુલની કીંમત એક લાખ રૂપિયા થાય છે માટે અમને તેના નાણાં મળવા જોઇએ.

આ સાંભળી સર્વેકોઇ અચંબામાં ગરકાવ થયા કે આ શું કહે છે, એક ફુલની કીંમત લાખ રૂપિયા! શું નાશીબાશી જવું છે કે લાખ રૂપીયા આપશે? પેલી દાસી તો (જેને બાળરાજાને ઉછેર્યો હતો તેને) આ વાત સાંભળતાંજ પોતાના હોંશકોશ છોડી દઇ બેભાન થઇ ધરણીએ ઢળી પડી. તેથી અન્યજનો તેને સારવાર કરવા મંડી ગયા, પણ કાંઇ ટીકી લાગતી નહતી આ બાજુએ બાળરાજા **વિરસીંહે** પેલા શેઠને કહેવા માંડયું કે ભલા ભાઇ તારા તે ફુલના વાજબી પૈસા થાય તે લે. આમ નાહક સત્યવાદીઓને ફસાવીસ નહિં.

શેઠ—**વિરસીંહ** ભાઇ આપણું કહેવું સત્ય છે, આપ સત્યવાદી પુરૂષ છો, આપે મારા માણુસને જે કહ્યું હતું તે આપને કબુલ હોય તો આપો નહિ તો ના કહો કે હમે આપવાનું કહ્યું નથી કે આ ચાલ્યા.

**વિરસીંહ**—જે જીભે પાન ચાવ્યા તે જીભે કોયલા કેમ ચવાશે, વામીટ કરેલું પાણું કેમ ખવાશે, બોલેલા સત્યના વચન પાછા કેમ ફરશે; સત્ય વચનને માટે રામે વનવાસ સેવ્યો હતો. હું મારા બોલેલા વચન પાળીશ, લાખ રૂપિયા તો શું વિસાદ છે પણ આ શીશ જાય તો તે આપવા તૈયાર છું, પણ સત્યતા તો નહિજ જશે.

એમ કહી પોતે પોતાના ગળામાંથી એક લાખ રૂપિયાનો કંઠો જે મોતીનો હતો તે કહાડી આપી દીધો. ને કહ્યું કે બોલો તમારા ફુલની કીંમત મળી ચુકી ? પેલા શેઠ અને રક્ષકે કહ્યું કે હા બાઇ મળી ચુકી એમ કહી ચાલ્યા ગયા. પછડાઇ પડેલી દાસીને કંઇક શુદ્ધી આવી. તેને હાર ઉરફે કંઠો આપતા જોયો તેથી પાછી એક-દમ હાય શબ્દોનો ઊચ્ચાર કરી લથડી પડી ને તેની સાથેજ તેનો પ્રાણુ ગયો. તેથી આ બાળરાજા વિરસીંહ પણુ તે જોઇ દીંગ થઇ ગયા. ઘડીકમાં તે દાસી સામું જોતા ઘડીકમાં કંઠો લઇ ચાલી જતા શેઠ તરફ જોતા અને ઘડીકમાં સત્યસ્વરૂપ પરમાત્મા તરફ જોતા હતા. આવી રીતે આ જન્મગાંઠનો દીવસ, હાસ્ય, સોક, અને સત્ય-તાથી પસાર થયો.



# વિભાગ ત્રીજો.



સંધ્યા સમયને થોડીક વાર છે, સુર્યના કીરણો અત્યારે ઉષ્ણુતાથી મંદ છે પવનની પ્રવર્તી કંઇક પ્રવાહ રૂપેજ વહ્યો જતો હતો બાળકોને સર્વોત્કૃષ્ટ પવન ખાઇ મકાન તરફ વળવાનો આજ વખત હતો, તે વખતે આ પાલનપુર શહેરના અગ્ર ભાગમાં આવેલા એક મનહર મકાનમાં અત્યારે એક તરૂણી એકાદુ માશિકના પાના ઉથલાવતી જણાતી હતી, તે એક શુંદર કારીગીરીવાળી ખુરશીપર બેઠી હતી તેને અત્યારે ગુલાબી રંગનો પણ તદન ખુલો સાળુ પહેરેલો હતો તેનો ચહેરો ખુબ સુરત અને આનંદી જણાતો હતો તેના હાથ મધેના માશિકના ઉપલા પ્રષ્ટ પર "સુંદરી સુબોધ"ના મોટા અક્ષરો જણાતા હતા તેપરથી તે ભણેલી હોય એમ અનુમાન થતું હતું એટલુંજ નહિ પણ તેને અધુરામાં પુરા ચશ્મા પણ પહેરેલા હતા, તેના મુખના ભાવ ઉપરથી જણાતું હતું કે તે સર્વે સદ્વર્તનથી ભરપુર છે એટલુંજ નહિ પણ તે અંગ્રેજી પણ જાણે છે એમ સાબીત થતું હતું. એ મકાનના આ શુસોભીત હોલમાં ચોગરદમ અંગ્રેજી ફેશનથી તમામ વસ્તુ ગોઠવવામાં આવી હતી, અંગ્રેજી તારીખના કેલંડરો આજ બે તારીખ બતાવી રહ્યા હતા, તેની પાસે એક તેર વરસની બાળા ઘણી નજીક નહિ પણ બે હાથ દુર એક ખુરશી પર બેસી તેની પાસે ગોઠવેલા ટેબલપર કાંઇક લખતી જણાતી હતી તે પણ દેખાવમાં પોતાની † મધરથી ઉતરે એમ નહતી માસિકનું અવલોકન કરતી તરૂણી પોતાની બાળાને સંબોધીને કહેવા લાગી

† (મધર) એટલે મા.

કે બેટી **સત્યભામા** તુ શું લખે છે, હવે સાંજ પડવા આવી છે માટે રહેવા દે.

બાળા--માતુશ્રી હું અત્યારે મારા શિક્ષકે આપેલો એક લેખ લખું છું.

આ સાંભળી તે તરૂણીનું મન શાંત થયું અને પાછી વાંચવા લાગી. વાંચતા વાંચતા એક લેખ તેણે નીચે મુજબ વાંચ્યો, ને પછી વિચાર કરવા લાગી.

આજકાલનાં બાળક બકરા સાથે રમતાં પુર્ણ ડરે,
આર્ય વીરના શીશુઓ ત્યારે ખેલ સિંહની સાથે કરે.

શું મારા પોતાના બાળકો પણ તેવાજ હશે. જો કે મેં મારા બાળકોને કેળવણી આપવામાં કસર તો રાખી નથી, છતાં પણ સિંહ સાથે કે સાધારણ પેહેલવાન સાથે લડી શકે એવા પુરટ બનાવ્યા નથી.

આ તરૂણી તીલોત્મા આવા વિચાર કરતાં બારીની બહાર સ-ડક પર જતા આવતા લોકોને નીહાળી રહી છે, વળી વાંચવાને મન સ્ફુરી આવતાં વાંચવા માંડે છે ને પાછી પોતાની નજર વિશાળ સડકપર ફેંકે છે. આ રમણીય અને વિશાળ સડકપર અત્યારે હજારો જણ ચાલી જતા હતા તેમાંના ઘણા ખરા તો પાછા ઘર તરફ વળેલા જણાતા હતા. આ વખતે બે યુવાન છોકરાઓ પણ પોતાના મકાન તરફ કંઇક અંગ્રેજીમાંજ વાતો કરતા ચાલી જતા હતા તે-માના એકે તો ચશ્મા પણ પહેર્યા હતા; એ બંધેના હાથમાં ખાસ ચેરીની લાકડી હતી. એમને કોટ પણ તેવોજ ઇંગ્લીશ કટનો પહેર્યો હતો તે કોટના નીચલા બે છેડાઓ પવનથી ઉડી રહયા હતા; તેની દરકાર ન રાખ્યા વગર આ બંને જણ પોતાની વાતોમાં મસગુલ બની ચાલી જતા હતા. હવે એવામાં આ મકાનમાં શું બન્યું કે સર્વે જ-

આએ સંચરનાર પવનભાઇએ પ્રેમના બીજનું ખાતર ખેડી આપ્યું, કે જ્યાં બીજને રોપતાંજ વાર કે બસ ફળની પ્રાપ્તી થાય; આપણે આગળ તો કહીજ ગયા છઇએ કે પવનભાઇ ખુબ જોરથી વહી રહયા હતા તે મુજબ હાલ પણ પોતાની ફુંકો ફુંકી રહયા હતા, અને તેથી આ મકાનમાં નાનીસુની વસ્તુને આમથી તેમ ઉશાડવા માંડી હતી.

**સત્યભામા** પોતાની ચોપડીના પાના નહી ઉડી જાય માટે ડાબા હાથની કુણી ટેકાવી રાખી લખી જતી હતી, તેવામાં પવનનો એક ઝપાટો આવતા ટેબલ ઉપર મુકેલી કલમોમાંથી બે કલમો નીચે ગબડતી છેક રસ્તામાં જઇ પડી, તેથી આ બાળાએ લખવાનું મુકી દઇ, બહાર જોવા લાગી, પેલા બે યુવાન બાળકો પણ ચાલી આવતા હતા, આણીગમ તરૂણી **તીલોત્મા** પણ તેજ કલમોને જોઇ રહી હતી, પેલા યુવાન બાળકોને નજીકમાંજ આવતા જોઇ તેને કંઇ કહેવાનું મન થયું, થયું ન થયું એટલામાં કહ્યું કે (અંગ્રેજીમાંજ) "પ્લીઝ" ગીવ મી પેન્સ અપ ( મહેરબાન આ કલમો ઉપર નાંખશો. ) તે ચાલી આવતા યુવાન બાળકો મધેથી જેને ચશમાનો સોખ રાખ્યો નહોતો તેને આ ઉપરનું વાકયપુરૂ ન થવા દેતાંજ તે બન્ને કલમો ઉપાડી લીધી અને જે બારીએ બાળા **સત્યભામા** ઉભી હતી તેની તરફ પોતાની નજરને ફેંકતાની સાથે પેલી બે કલમો પણ ફેકી હતી.

બારી આગળ ઉભેલી બાળા **સત્યભામા**, આ કલમો લેનારને જોઈ રહી હતી એટલું જ નહી પણ તે કેવી ચાલનો અને કેવા ગુણોથી ભરપુર છે તે આટલા ટુંક વખતમાં જાણી ગઇ હતી, એક કવિ એને માટે કહે છે કે **"મુખ મુદ્રા છે આરશી જુવો હૃદયના ઢંગ"** તે મુજબ આ બાળા પણ તેના ગુણ વીગેરેની

તપાસ તેના મુખ ઉપરથી ધારી રહી હતી અને જ્યારે તે બે કલમો પોતાની નજીક આવતાં પહેલાંજ પોતે તે યુવક પર અતી પ્રેમ હૃદયે નયન બાણુ ફેંકયા ને પછી પેલી કલમો ઝીપી લીધી; ત્યાર બાદ પેલા ચશ્મા ધારી યુવકે પેલા ઘાયલ થયલા યુવકને કંઇક સચેત કરતાંજ તે સાવધ થયો, અને એ બંનેએ જરા આગળ જઇ પેલી તરૂણી બાઇને “ ગૂડઇવનીંગ ” ( સાહેબજી ) એટલું કહી ચાલી ગયા.

**તીલોત્મા** તરૂણી પણ તેનો ઘટતો ઉત્તર આપી પાછી પોતે વાંચવામાં મન લગાડયું; તેની પાસે શુકોમળ **સત્યભામા,** ને હાલ કંઇ ચેન નહી પડતું હોવાથી તે કલમોને તેના ઠેકાણાસર મુકી એકાંત જગ્યા ખોળવા ચાલી ગઇ.

આ તરૂણી તીલોત્મા વાંચવામાં મસ ગુલતાન હોવાથી પોતાની વહાલી દીકરી કયાં છે તે પણ અત્યારે યાદ આવ્યું નહિ, પણ વાંચે સીદ્ધી રાખે જતી હતી. એવામાં બહારથી એક પુરૂષ આવી પહોંચ્યો, તેને પણ સુધરેલી ફેશીન મુજબ ડ્રેશ પહેર્યો હતો. કાળો ડગલો, હાથમાં લાકડી નેકટાઇ-કોલરથી ભરપુર હતો તેમને આવી, આ વાંચ તી તરૂણીના વાંચનમાં ભંગ પડાવ્યો.

**પુરૂષ**—શું હજુ પરસોતમ આવ્યો નથી, તેને મેં કયારનો મોકલ્યો છે.

**તીલોત્મા**—(વાંચનનો ત્યાગ કરતા) ના તે તમારી સાથેજ ગયો હતો ત્યાર પછી આવ્યો નથી, વારૂ તમે તેને કયાંથી છુટો મુકી દીધો હતો.

**પુરૂષ**—હું મોટા બજાર આગળ આવતાંજ મેં એને કહ્યું કે તું જા હું સોદો લઇ આવું છું, પણ તે હજુ કેમ નહી આવ્યો વારૂ.

**તીલોત્મા**—(તેને આવતો દેખી) જુવો જુવો આ આવ્યો. એટલામાં એક બાળક ૩-૪ વરસની ઉમરનો ત્યાં આવી પહોંચ્યો.

**પુરૂષ**—કેમ પરસેતમ મેં તો તને કયારનો મોકલ્યો હતો ને તું હજુ હમણુંજ આવે છે તે કયાં રોકાયો હતો.

**પરસોતમ**-બાપા હું જરા આકાશચલ્લીની કસરત જોવા ઉભો હતો.

**પુરૂષ**—આકાશચલ્લીની કશરતમાં શું જોવું હતું તે આટલી બધી વાર.

**પરસોતમ**—પિતાજી તમે કઇ ચલ્લીના વાત સમજયા, હું તો મદારીલોક તમાસો કરી બતાવે છે તેને કહું છું.

**પુરૂષ**--(ગુસ્સે થઇને) શા માટે તું તમાસો જોવા ઉભો હતો, કોઇ ખીશું કાતરી જાય તેનો કંઇ વીચાર કીધો કે જો, જો તારૂં ગજવું તપાસ.

**પરસોતમ**--પીતાજી જરા સાંત થાવ. એવો હું છેક કમ અકકલવાન નથી. પિતાજી તમે તેની કસરત જોઇ હોય તો તમે પણ બે રૂપિઆ ઇનામ આપત. મેં તો તેને એક રૂપિયો આપ્યો છે ને એક મારી પાસે છે. હીસાબ ચોખો છે કે બે મારી પાસે હતા.

**પુરૂષ**—પણ તેં રૂપિયો કેમ આપ્યો, શું આનો બેઆનાં નહોતા અપાતા.

**પરસોતમ**--પિતાજી પણ સૌએ પોતપોતાની ગજા પ્રમાણે આનો બેઆના તો આપ્યા હતા પણ મેં મારી મરજી પ્રમાણે એક રૂપિયો આપ્યો. પિતાજી જયારે એવા માણસોને ઉત્તેજન નહીં આપીશું ત્યારે શું આળસુ ને પ્રમાદી બની બેસી રહેલાઓને આપશું! પિતાજી આપણે સરકસમાં જે જે કસરતો જોઇ હતી તેના કરતા તો ઘણીજ સરસ હતી અને તેથી મેં તેને એક રૂપિયો આપ્યો હતો.

**પુરૂષ**—વારૂં તું સાચુંજ બોલ્યો એ ઘણું સારૂં કર્યું, તેં મારી ઇચ્છાને આધીન થઇ જેવું આજે **સત્ય** બોલ્યો છે તેવું હમેશ બોલવાની ટેવ રાખજે. કંઇક બાળકો મા બાપ ખીજશે એવા ડરથી જુઠું બોલે છે ને જુઠું સમજાવે છે, તેવા તારામાં ગુણ નથી માટે તને ધન્યવાદ આપું છું કે સદા તું **સત્યવાન** બનજે ને અન્યજનને બનાવજે.

એમ આ પુરૂષ ઉપર મુજબના બોધક શબ્દો કહી કપડા ઉતારવા ચાલી ગયા. તેથી આ **પરસોતમ** પોતાની બેન **સત્યભામા**ની ટેબલ પાસે જઈ પેલો અધુરો લેખ વાચવા માંડયો તેનું મથાળું નીચે મુજબ હતું.

## *"સત્ય બોલવાની કળા."

સત્ય બોલવાની કળા સીખનારે પહેલા તો પોતે પોતાનું મન વશ કરવું જોઇએ ત્યાર પછી તે બોલવાના શબ્દોના વિચાર પણ ઝડપે કરી લેવા જોઇએ. જે માણસ બોલવાના શબ્દોનો વિચાર કરતો નથી તે સાચું બોલી શકતો નથી.

જે માણસ બોલવાના શબ્દોનો વિચાર કરતો નથી તેપણ સત્યમાં ખામી લાવી શકે છે. જે માણસને સત્યે ચાલતા દુઃખ થાય છે તેનું કારણ પણ આજ હોય છે, દરેક માણસે એક વાકય ઉચ્ચારતા પહેલા ઘણીજ ઝડપથી ( સામો માણસ જાણી ન શકે તેટલી ઝડપે ) વિચાર કરી લેવા કે આ શબ્દોમાં શું ખોટું અને શું ખરૂં છે પછી જે ખરૂં લાગે તેનોજ તમે ઉચ્ચાર કરો, અને તે ઉચ્ચારેલા શબ્દો ખરા પાડવાને બનતી ત્વરાથી મહેનત કરો, તોજ તમો સત્ય

* આ કળાનો સંપુર્ણ હેવાલ જોયતો હોય તેને કર્તા ઉપર લખવું જવાબ માટે અરધા આનાની ટીકીટ બીડવી.

બોલવામાં ફળીભુત થશો, તોજ તમને તે ફળ દાયક થઇ પડશે, એ નિશ્ચય માનો.

વળી તમે જે કંઈ ઉચ્ચાર કરો તે પહેલા તમારા મનને દ્રઢ કરો, મનમાં ઠસાવો કે હું આ સાચુંજ બોલું છું અને તે સાચું છે. એમ શ્રદ્ધા પુર્વક માનો, જુવો કે આ ઘડીઆળ ચાલે છે અને તે મુજબ આપણે કહ્યું કે તે ઘડીઆળ ચાલે છે એવામાં તે પડી ગઇ ને બંધ થઇ ગઇ, તેથી શું આપણે કંઇ જુઠા પડયા કે, ના આપણે તો સાચાજ છઇએ પણ તે ઘડીઆળ જુઠી છે તેથી આપણે શ્રધ્ધા ધરી હવેથી અસત્ય વચન ઉચ્ચારવું નહિ. આ અધુરો લેખ વાંચી રહેતાંજ માતા **તીલોત્મા** પાસે લઇ જઇ કહેવા લાગ્યો કે,

**પરસોતમ**--મધર (મા કહેવાનું ના કહ્યાથી) આ લેખ કેવો સારો છે.

**તીલોત્મા**--જે હશે તે તું તારે રહેવા દેને, ખાલી તેનું કંઇ બગાડશે,

**પરસોતમ**--મધર, પણ પેલું અંગ્રેજીમાં શું કહે છે "ઍમ્પટી વૅસલ્સ સાઉન્ડ મોસ્ત" (અધુરો ઘડો છલકાય ઘણો) એવું તો કાંઇ કીધું નથીને.

**તીલોત્મા**--નહિ મારા વ્હાલા ચીલડ્રન (છોકરા) નહિ એવું કાંઇ છેજ નહિ. આ સાંભળી પરસોતમ તે લેખ પાછો ટેબલપર મુકે છે એટલામાંજ એક નોકર ચીઠી લઈ આવી પહોંચ્યો, તેમાં પણ નીચે મુજબ (અંગ્રેજીમાંજ) લખ્યું હતું. ફ્રેન્ડ આઇ એમ કોલડ યુઆરસ્ટ કમ. લી. પલટણવાળા (દોસ્ત હું બોલાવું છું. તમે જલદી આવો.

**તીલોતમાએ** આ ચીઠી વાંચી, એટલામાં પરસોતમ ત્યાં આવી પહોચતાંજ તેને કહ્યું કે પરસોતમ આ લેટર તારા "ફાધર" ને આપ, તુરતજ પરસોતમે તેમ કીધું.

**વાડીલાલ** (પરસોતમના ફાધરનું નામ વાડીલાલ હતું) તુરતજ કપડા પહેરી પાછું બહાર જવાનું થયું ને તે આવેલા નોકર સાથે ચાલી ગયા.

આપણા આ વાડીલાલ ને પેલો નોકર સિધો બજારમાં થઇને સીલાવડ ફલીયામાં લઇ ગયો; જેવી રીતે છુવાર ફલીયા તથા ખાશા ફલીયા તેવી રીતે આ સીલાવડ ફલીયું હતું તેમાં તે નોકરે પોતાના શેઠના ઘરમાં જઇ શેઠને ખબર આપી; તે ઘર ધણી **અજીતસીંહ** આ **વાડીલાલને** અત્યંત માન આપી બેસાડયા. બાદ નોકરને ચાહ લાવવાનું કહી પોતે વાતે વળગ્યા.

**અજીતસીંહ**—વાડીલાલ મેં એક અગત્યની બાબતસર ત મોને બોલાવ્યા છે. અને તે વાત તમારા અને હમારા લાભની છે માટે હું પુછું તેનો યોગ્ય જવાબ આપશો.

**વાડીલાલ**—અજીતસીંહજી ઘણી ખુશીથી હું તમારી વાત સાંભળીશ એવી તે શું વાત છે જેમાં બન્નેનો લાભ સમાવલો છે.

**અજીતસીંહ**—હા તે ઘણી મહત્વની વાત છે અને તેમાં આપણું એખલાનું નહિ પણ આપણા કૂટુંબોનું હીત થાય એમ છે પણ તે બધો આધાર તમારા પરજ છે, તમારાથીજ તે થઇ શકે એમ છે.

**વાડીલાલ**—(અધીરા બનીને) અજીતસીંહજી, ઝટ કહી દો કે એવી વાત કઇ છે.

**અજીતસીંહ**—વાડીલાલભાઇ, તે વાત એમ કાંઇ કહેવાય એમ નથી, તમો વચન આપો અથવાતો કબુલ થાવ કે હું કહું તે વાત કબુલ કરવી.

**વાડીલાલ**—અજીતસીંહજી તમે મને પેલાથી બાંધી લેવા માંગો છો એ સારી વાત નહિ જાણ્યા પહેલા વચન આપી બંધાવું નહિ એમ શાસ્ત્ર પણ કહે છે.

**અજીતસીંહ**--(જરા ક્રોધમાં આવી ) અરે પણ વાડીલાલ તું મને ઓળખતો નથી શું હું તારી આજીજી કરૂં. તારો નોકર બનું, ઉપરી થઇને ( પલટનનો ઉપરી હતો ને આ વાડીલાલ તેના હાથ નીચે હતો ) તને તેનો કશો વિચાર આવતો નથી, માટે સમજીજા ને મને કહેકે તમે કહેશો તે મારે કબુલ છે.

**વાડીલાલ**--( કંઇક અંદેશો ખાઇને ) અજીતસિંહજી હું કોઇ પણ રીતે આપદામાં આવી ન પડું તેને માટે ખાશ સંભાળ રાખીને માંગણી કરશો તો મારે તમારૂં કહેવું કબુલ છે.

**અજીતસિંહ**--વાડીલાલ તારી દીકરી **સત્યભામાને** મારા **જુઠાલાલ** સાથે પરણાવી આપ, જેથી તારૂ અને મારૂ બન્નેનું કુટુંબ આનંદમાં મહાલે અને સુખે દહાડા કહાડે.

એટલામાં પેલો નોકર ચાહ લઇ આવી પહોંચ્યો, અને બે કંપલીટ કપ મુકી ચાલતો થયો. બાદ વાડીલાલેજ તે કપ ઉપાડીને અજીતસિંહને આપ્યું ને બીજું પોતે લીધું. ચાહ પીવાઇ રહેતાંજ નોકર તૈયાર મુખવાસનું સાધન લઇ આવી પહોંચ્યો તે અજીતસિંહે લઇ વાડીલાલને આપ્યું ને કહયું કે સત્યવાદીઓના એકજ શબ્દ બસ છે. **શીર જાય પણ સત્યને જવા દેતા નથી**, વાડીલાલ તમે પણ તેવાજ છો માટે વધુ કહેવાની કાંઇ જરૂર નથી.

લેખક—આ વિભાગમાં જે અંગ્રેજી શબ્દો દેખાય છે તે કંઇ મારી ફિલસુફી દેખાડવા કે મને અંગ્રેજીનું સારૂ જ્ઞાન છે એમ દરય થવા માટે લખવામાં આવ્યા નથી પણ પાત્રને તમામ રીતે ઓળખાવવાને માટે મારે તે શબ્દો ઉપયોગમાં લેવા પડયા છે.



# વિભાગ ચોથો.



શુસોભિત શહેરોમાં સ્કુલ અભ્યાસ પણ પ્રૌઢ જ્ઞાનાદીકજ હોય છે, સુંદર શહેરમાં નિશાળો પણ સુંદરજ હોય છે, જેવું ગામ રળીયામણું તેવી ત્યાંની નીશાળો પણ ચકચકીત હોય છે, શું વિશાળ શહેરમાં ઊચ્ચ જાતીની વસ્તી સારૂ જ્ઞાન ધરાવે છે તેમ ત્યાંની સ્કુલો પણ અતી તીવ્ર પદે ચડેલી હોય છે તે જ મુજબ આ પાલણપુર શહેરમાં પણ આ નીશાળ અતી ઊંચે સ્થાનકે ચઢી બેઢેલી ગણાતી હતી. મતલબમાં કે ત્યાં સારૂ શીક્ષણ અપાતું હતું; છતાં પણ મારે કહેવું પડે છે કે કોઇ શીક્ષકો વખતે ખુરશી ઉપ ર ઘોરતા પણ હશે; તે નિશાળમાં બારેક વાગતાના સુમારે દરેક કલાશમાં કવિતાનું શિક્ષણ ચાલુ થતું હતું, આગલા દિવસની આપે લી કવિતા પહેલા ગવાડવામાં આવતી હતી અને ત્યાર પછી બીજી નવી કવિતા શીખવવામાં આવતી હતી; તે કવિતા લાઇનબંધ છોકરાઓને ઊભા રાખી, એક પછી એક એમ દરેકની પાસે બોલા વવામાં આવતી હતી, તે મુજબ અત્યારે ચોથા કલાશના શિક્ષકે હુ-કમ કીધો; પહેલો બીજો ત્રીજો એમ ત્રણ છોકરાઓ બોલી ગયા, તે શિક્ષકને કંઇ ઠંડા પવનની મીઠી લહેર આવી જવાથી ખુરશી પર જ ઊંઘી ગયા, ચોથો છોકરો બોલવા લાગ્યો ગમે તેમ ગડબડ ગોંટાળો કરી બેસી ગયો પાંચમાં એ તો તે કવિતા સારી રીતે ગાઇ પણ તેનો ધાંટો નાજુક હતો એટલે માસ્તર સાહેબ જાગ્યા નહિ; હવે છઠા આપણી (વાર્તાના નાયક) બાળ રાજા **વિરસિંહજી** બેઠેલા હતા, એમને તો કવિતા ઉપર બહુ પ્રેમ તેમાં વળી આતો **સત્ય**

ઉપર જ હતી એટલે પછી પુછવુ જ શું, ઘણાજ અલૌકીક સ્વરથી નીચે મુજબ ગાવા માંડયું;

અહા સત્ય તમે મળીયા ખુબ આજે,
જુંડા જુઠડા તું નીકળ બારણા લાજે;

આ મુજબ આખી કવિતા નિરવિઘ્ને ઘણાજ સારા રાહથી ઉચ્ચારી જઇ સંપુર્ણ કરી. આ કવિતા અરધી પુરણ થતાંજ શિક્ષક જાગી ઉઠયા હતા ને જાણે કોયલ કે બુલબુલ મેના કંઇ અત્રે આવી ગાવા લાગી છે કે શું. પણ જ્યારે પોતે પોતાની કલાસના એક છોકરાને ગાતો જાણ્યો ત્યારે કઈંક નીરાશ અને કઈંક હાસ્ય ઉત્પન થયો. ત્યાર પછી ઉંઘમાં ગાઇ ગયલા છોકરાઓ પાસે ફરીથી ગવાડી, પણ કોઇએ તેના જેવી રીતે ગાયું નહિ તેથી સૌથી પહેલે નંબરે **વિરસિંહ** આવી પહોંચ્યા.

ત્યાર પછી બીજા છોકરાઓ પાસે બોલાવતાં છેક દશમાં નંબરના છોકરા કને બોલાવી (જેનું જુઠાલાલ નામ હતું) તેને તો આ કવિતા ઉપર ક્રોધ ઉપજતો હતો, જેથી તેને વાંચવાનું મનજ કીધેલું નહિ અને તેથી તેને છેક છેલે નંબરે જવું પડયું હતું. આવી રીતે આ **વીરસીંહ** દરરોજ ભણવામાં સારી કાળજી જણાવતા હતા, દરરોજ ઘણો ખરો પહેલોજ નંબર રાખતા હતા, સાંજે છુટતાંજ પોતાને મકાને સીધા ચાલી જતા હતા. પણ આ જુઠાલાલ તેને વખત બે-વખત અટકાવતો હતો, એક દિવસે એવું બન્યુ કે એ બંધે મિત્રો જેવાકે કળજુગને સતજુગ તેવા આ એક સત્ય વાદીને એક જુઠા વાદી જેમ કળજુગનો વખત ટુંકો હોય છે ને સતયુગનો વિશેષ લંબાણ હોય છે, તેમ અને તેવો ફેર ફાર આમાં છે કે નહિં તે હવે આપણે જોવાનું છે. આ બંધે મીત્રો ચાલ્યા જતા હતા, તેવામાં

એક બુક બાઈન્ડરની દુકાન આવી ને ત્યાં જુઠાલાલે એક ચોપડી બાંધવાને આપી તે જોઇ આપણા સત્યવાદી વિરસિંહે પણ પોતાની ફાટેલી ચોપડી ફરીથી બાંધવા આપી પોત પોતાને ઘેર ગયા બાદ બંધે મીત્રો સાથે ભેગામળી બાલારામ પહાડપર ફરવા ગયા, જેમકે મુંબઇની પાસે માથેરાન અને સુરતની પાસે ડુમસ હવા ખાવાનું સ્થળ છે તેમ આ પાલણપુરની પાસે બાલારામ છે હવે ત્યાં આ મીત્રોએ બે એક કલાક આમથી તેમ ફરી ગુમાવ્યા બાદ પાછા ઘેર તરફ આવતા હતા તે વખતે રસ્તામાં આપણા વિરસિંહે કહ્યું કે મી૦ જુઠાલાલ તમે કાલે આપણે ઘેર આવો ત્યારે પેલા બુક બાંઈન્ડરને ત્યાંથી મારી બુક લેતા આવજો, કેમ લાવશો કે;

**જુઠાલાલ**—મિત્ર **વિરસિંહ** ના તે મારાથી બનશે નહિ કારણ કે હું તમારો મિત્ર ખરો પણ નોકર નહિ, એ તો નોકરોનું કામ છે;

**વિરસિંહ**—મિત્ર-મિત્રને માટે એટલું કામ નહિ કરે, કરવુંજ પડશે.

**જુઠાલાલ**—**વિરસીંહ** નહિ તે કામ મારાથી નહિ બનશે, એટલું સપાડું બોલ્યું.

**વિરસીંહ**—હા, ભાઇ હા. હું તને સારી પેઠે ઓળખું છું તારી ટેવ જે જુઠું બોલવાની છે તે કંઇ થોડીજ જવાની છે. જુઠું બોલનાર ને આપણે એમ કહીએ કે તું જુઠું કેમ બોલે છે તો તેથી શું તે તેની ટેવ છોડી દેશે. નહિજ, તેમ તું તારી ટેવ છોડવાનો નહિ, હું જાણું છું કે તું તે બુક લાવશે ખરો પણ મને તો નાજ કહેવાનો, અરે એ ટેવ તારા એખલામાં છે એમ કંઇ નથી એવી ઘણાકોમાં હશે, તે બધાજ એવા હોય છે પહેલાથી ના કહે છે પણ તે કામ તો અવશ્ય કરતા આવે છે તેમ તું એ કરશે એ હવે મારી ખાતરી થઇ.

આ વાત પુરણ થતાંજ બંધેને છુટા પડવાનો માર્ગ આવ્યો જેથી બેઉ જુદે જુદે રસ્તે પોતાને ઘેર ચાલી ગયા હતા.

ત્યાર પછી બીજે દિવસે આ જુઠાલાલ, સત્યવાદી વિરહસીંહને ઘેર જતાંજ પહેલા પેલા બુકબાઇન્ડરને ત્યાં ગયો ને બુક લઇ વીરસીંહને ખીજવવાને પોતાના ડગલાના અંદરનાં ખીસ્સામાં છુપાવી રાખીને પછી હાજર થયો.

**જુઠાલાલ**—કેમ મિત્ર વિરસીંહ ફરવા આવવાને કેટલી વાર છે, ભાઇ હું તમારી બુક લાવ્યો નથી કેમ તે વગર ચાલશે કે.

**વિરસીંહ**—ભાઇ તે લાવ્યો હોત તો ઠીક, પણ ચાલશે, હવે મને કંઇ વાર નથી.

એમ કહી સત્યવાદી વિરસિંહજીએ પણ હાથમાં લાકડી લઇ લીધી, આ જુઠાલાલે તો ખાસો કોટ, પાટલુન, નેકટાઈ, કોલર, ચસમાં, વીગેરેથી ખુબ બનીઠનીને આવેલા હતા; પછી એ બંને મીત્રો બાગ તરફ ચાલી જવા લાગ્યા, રસ્તામાંજ જુઠાલાલે કહ્યું કે ભાઇવીરસીંહ મેં તમોને છેતર્યાં, લો જુવો આ તમારી બુક એમ કહી ખીસામાંથી કાડી આપી અને કંઇક આપતી વખતે રાજી પણ પાછળથી નારાજીપણું બતાવ્યું.

**વીરસીંહ**—ભાઇજુઠાલાલ આ હસતાં કર્મ બાંધો છો, તમે જુઠું બોલીને અને મને છેતરીને શું સાર કાડયો, કંઇ સમજો તો સારૂ ને સાચને ગ્રહણ કરો.

**જુઠાલાલ**—હા ભાઇ એ તો ઠીક પણ હવે મુંબાઇ આવવું છે છે કે નહિ, પરીક્ષાનો વખત નજીકમાંજ આવેલો છે અને હું તો પરમ દહાડે જનાર છું.

**વીરસીંહ**—હા ભાઇ મારે પણ આવવું છે હું પણ આવીશ, કંઇ આવ્યા વગર છુટકો છે, આપણે સાથેજ જઇશું.

સમીસાંજ પડતાંજ બંધે મિત્રો ઘેર ગયા ને પછી બે દિવસમાં સઘળી તૈયારી કરી ત્રીજે દિવસે મુંબાઇ ઉપડી ગયા. ને ત્યાં જઇ પરીક્ષામાં દાખલ થયા. પરીક્ષા અપાઇ ચુકી સૌ પાછા પોતપોતાને દેશ આવ્યા તેમ આ બન્ને મિત્રો પણ આવી પહોંચ્યા, પહેલેજ દીવસે ફરવા જતાં એક બનાવ બન્યો હતો તે એજ કે એક સુંદરીની લખવાની કલમો આપતા હૃદયમાં કારી ઝખમ થયો હતો. અને તેથી બીજે દિવસે બેમાંથી કોઇ ઘર બહાર ગયું નહોતું. આપણા **જુઠાલાલે** તો જઇ પોતાના પિતા **અજીતસીંહ** ને તે વાત કહી, તુરત તે ઝખમ ઉપર પાટો બંધાવ્યો હતો. (એટલે તેના પિતા વાડીલાલને બોલાવી તેની પાસે હા ભણાવ્યું હતું ) અને તેથી કંઇક નીરાંત વળી હતી.

પણ આપણી આ વાર્તાના **નાયક વીરસીંહ**ને તો તેના પ્રેમ નયણુ તું બાણ સખત વાગ્યું હતું તેનો ઘા પાટો બાંધેથી કંઇ રૂઝાય એમ નહતો અને તેથીજ એ પોતાને ઘેર જઇ બેચેનીમાં પલંગમાં આળોટતો હતો.

આ વાત તેના નોકરને જાણ થતાંજ તે હાય–દોશ કરવા લાગ્યો આવીને પુછવા લાગ્યો મારા **બાળાશજા** આમ આજે આપને એકાએક શું થયું છે. જુગારમાં ખોટ ગઇ છે ( તે. બહુ જુગારી હતો ) શું આપ કંઇ પડી ગયા હતા, છે શું આ શાંભળી વીરસીંહ ને ઓર વળી વધારે ફીકર પેઠી, પોતાને ભાન આવ્યું કે હું જુગાર માં બહુજ ખાલી થયો છું, મારા મા–બાપના લાખો રૂપિયા મેળવેલા તેને મેં ઉડાવી નાંખ્યા છે, હવે મારી પાસે ચોખ્ખી એક કંઠી પણ નથી, આ ફીકરમાં તે બેભાન થયો, તેવામાં તેનો મિત્ર જુઠાલાલ ત્યાં આવ્યો મિત્રને સારી સારવાર કરી પણ જતી વખતે

અજબ એક કારી ધા લગાવી ગયો. તે કહી ગયો કે **સત્યભામા** મારી થઇ ચુકી છે, તેનો પિતા વચનથી બંધાઇ ચુકયો છે.

આ સાંભળતાંજ **વીરસીંહ** હેબત ખાઇ ધરણી ઢળ્યો ને બેહાલ અવસ્થામાં થોડીવાર બેભાન રહી. પાછળથી સાવધ થયો, પણ એનું એજ રટણ રટવા લાગ્યો, કે શું મને તે નહિ મળે, ઓ **સત્યતા** તાહરે મેળવી આપવી જોઇએ; હું એના સીવાય અવર કોઇનો હાથ ગ્રહણ કરવાનો નથી, પછી ભલે જોઇએ તો હું કુંવારો રહીશ, પણ એના સીવાય અંન્ય તો મારે બેન સમાન છે; ઓ સત્યતા હું તારી સમક્ષ, પણ લઇ કહું છું કે, મારૂ આટલા દિવસનું સાચું સત્યપણું હોય તો એ **સત્યભામા** મારી થજો

ઓ સત્યનારાયણ પ્રભુ હુ આપની સમક્ષ પણ લઉં છું કે મારા-જન્મથી તે આજ દિન સુધીમાં **સત્યજ** બોલ્યો હોવું તો સત્યભામા મારી થજો. આ **વીરસીંહ** આટલું મહા દુઃખે ઉચ્ચાર કરી પાછો પથારીમાં બે શુદ્ધ થઇ પડયો તે તેના નોકરે આવી અનેક પ્રકારની સેવા ચાકરી કરતાં કંઇક શાંત થયો;

**પ્રીય વાંચકો,** હવે આપણે આ **વીરસીંહને** છોડી સત્યભામા તરફ વળવાની જરૂર છે, માટે વાંચક વર્ગ પોતાની નજર ત્યાં દોડાવશે. શુંદરબાળા સત્યભામાં એકાંત વાશમાં જઇ બીછાને પડી, દીલમાં લાગેલી ચટપટી કંઇક સાંત પડશે પણ તે સઘળો પ્રયત્ન વ્યર્થ ગયો, બીછાને પડવાથી તો ઉલટો ઓર વધારો થયો, ને તે પુરૂષનીજ મુર્તી સમક્ષ આવી ઉભી રહી પોતે બીછાનામાં બેઠી થઇ, આવો આવો વ્હાલા કહી હાથ પકડવા જતાંજ તે મુર્તી અદ્રસ્ય થઇ ગઇ, તેથી એ સત્યભામા પાછી બે હાલ થઇ બીછાનામાં પડી. તેવામાં તેનો ભાઇ પરસોતમ ત્યાં આવી પહોંચ્યો, બેન તું કેમ

આજ અહિં સુધી રહી છે તારો પેલો અધુરો લેખ પુરો કરની મારે તે વાંચવો છે. **સત્યભામા**—વારૂ ભાઇ પણ તે મારા જીવને અસુખ છે માટે કાલે પુરો કરીશ; પરસોતમ આ સાંભળી ચાલ્યો ગયો ને માતુશ્રીને જઇ કહી દીધું કે બેનના જીવને અસુખ છે; તેવીજ આ દીકરીના પ્રેમની ભુખી તરૂણી તીલોત્મા ત્યાં આવી પહોચી. **તીલોત્માં**—બેટા સત્યભામા તને શું થયું છે. તું આમ દુઃખી કેમ થઇ.

એમ કહી તુરત પોતાના એક નોકરને ડાકટરને તેડવા મોકલ્યો ને પોતે એક હાથે પંખો નાખતી બીજા હાથે કપાળને મસળતી અને જીભે ઉચ્ચારતી હતી કે તને શું થાય છે, હમણાં તો તું સાજી સામી લખતી હતી ને એકા એક શું થયું; એટલામાં ડાકટર સાહેબ આવી પહોંચ્યા, ને નાડ જોઇ દવા આપવાનું કહી ચાલી ગયા; બાદ થોડી જ વારમાં પિતા વાડીલાલ ત્યાં આવી પહોંચ્યા પોતાની પુત્રીને આમ એકા એક દુઃખી થયલી જોઇ પોતે દુઃખી થયા આ અણધારેલી વીપત્તિની વાદળી કયાં ચઢી આવી, એક બાજુ એ તો હું વિવાહની વાત કરૂ છું ને બીજી બાજુએ તો તેના અ-શુભની તૈયારી થાય છે અરે દૈવ તું ધારે તે ખરૂ. પણ હું તો, મારૂં વચન આપી ચુકયો છું મારાથી હવે ફરી શકાય એમ નથી, મારૂ વેણુ ( વાકય ) સાચુ જ છે અને તે પાળવાને મથીશ પ્રયત્ન કરીશ, પણ જો એ એમાંથી કાઇનો આવરદા ખુટે તો હું વચન થી છુટો છું; હું વચનથી છુટો છું એ શબ્દો બોલતા બોલતા તેના મોંમાથી જોરથી બોલાઇ ગયા. તેથી તેની તરૂણી તીલોત્માએ તે સાંભળી લીધા, એટલામાં પેલા ડાકટરની દવા આવી પહોચીને એક ભાગ પાવામાં આવ્યો, સત્યભામાએ પણ શબ્દો કંઇક સાંભળ્યા

હતા તેથી પોતાની માતુશ્રીને તે શબ્દો માટે પુછવા લાગી, આ દુઃખી દીકરીને શાંત પાડવાને વાસ્તે એ વાત અજીતસિંહે કહી સંભળાવી, તેથી એ સત્યભામાને શરીરમાં સખત આંચકો લાગ્યો પણ માત પીતા જાણી દુખી થાય માટે દબાવી રાખી, ઊંધુ માથુ નાખી સુઈ રહી અને કંઇક ખોટા નશકોરા બોલાવવા માંડયા, આંખ મીંચીને ઊંઘવાનો પ્રયત્ન કર્યો, માત પીતાએ જાણ્યું કે દીકરી કંઇક આરામ થતા ઊંઘમાં આવી છે અને તેથી બંધે જણ આગળ ના હોલમાં આવી, અજીતસિંહે પેપર વાંચવા માંડયું ને તીલોત્માએ ચિંતામાં જ વખત પસાર કરવા માંડયો;

પેલી ગમ સત્યભામા–માત પીતાના ગયા બાદ તરત જ ઉઠી, અને ભ્રમિત મગજે આમ તેમ જોવા લાગીને બોલવા લાગી કે–થયું, થઇ ચુંકયું, મરવું એજ બહેતર છે, જીવવું નકામું છે. જ્યાં પ્રાણ નહિ ત્યાં આ દેહ શું કામની છે જ્યાં પ્રીય નહિ ત્યાં પ્રાણ શું કામનો છે, ઓ સત્યતા તેં તો નખોદ ઘાલ્યું તું મારે માટે દુઃખ રૂપ થઇ પડી, તને સેવતાં મારા પ્રાણ જવાના. મારા પિતાજી ની વહાલામાં વહાલી એકની એક પુત્રી જવાની. ભલે સત્યતા તારે માટે હું મારો ભોગ આપીશ, સત્યને માટે હરીચંદ્ર રાજાએ પોતા ની વહાલી પ્રીયાને ભોગ આપવાને તૈયાર થયો હતો તેમ હું તેજ સત્યતાને ખાતર મારો ભોગ આપીશ, જ્યારે મારા પિતા શ્રી અ-જીતસીંહના પુત્ર જુઠાલાલ જોડે મારો વિવાહ કરવાના વચનથી બંધાઇ ચુકયા છે તો પછી મારે આ સંસારમાં જીવવું નકામું છે. ઓ સત્યતા તૈયાર થા. ને આ બાળાના શીરને ગ્રહણ કર, કાળકા દેવી તારા ધારણ કરેલા ( મનુષ્યના શીરના ) હારમાં આ એક મસ્તકનો ઊમેરો કરજો, ઓ સત્ય પ્રભુ ઓ. સત્યતા દેવી તારે તારા સત્યવાદીની

પુત્રીને ઉગારવી હોય તો આવો. આવો અને મારૂં શંકટ દુર કરો, નહિ તો મારૂં બલીદાન તમોને આપીશ. વળી પાછી આમતેમ ચોગરદમ જોઇ રહી, જરાવાર થંભી રહી, અને જોયું કે કોઇ નથી તેથા પછી સાવધ થઇ, પોતાના એકાંત હોલમાં આવવાના બારણાને સાંકળ ચડાવી આવી; નીરભય થઇ. બસ હવે કોઇ આવી શકનાર નથી, મને કોઇ બચાવી શકનાર નથી, એટલું બોલી એક નાની સરખી છુરી પોતાની પાસેથી બહાર કહાડી તે ચકચકતી હતી. તેનો ચકચકાટ જોઇ કહેવા લાગી ઓ છુરી—કાતીલ છુરી. તું આજ મારે ખરેખર ઉપયોગમાં આવી, બસ તૈયાર થા, ને રકત પી શાંત થા; ઓ સત્યતા આવો આવો મારૂ સીર જમીન પર ઢળી પડે છે, લ્યો લ્યો જવા નહિ દેશો. એમ કહી તુરતજ પોતાનો હાથ ઊંચો કરી, જેવી મારવા જાય છે તેવીજ એક બિ-ચારણુ અબળાએ આવી તેનો હાથ પકડયો. ને તે શબુર શબુર પોકારી રહી ઓ સત્યબાળા તું શા માટે દુઃખી થાય છે, જે વખ-ત જાય છે તે સારાજ માટે, ધીર્ય ધર ને મારી સાથે ચાલ ને જો કે સત્ય પોતાનું કામ કરે છે કે નહિ; સત્યભામા—શું, આપ સત્યતા મારૂં દુઃખ દુર કરવા પધાર્યા.

**સત્યતા દેવી**—તું આંખ મીચ ને પછી જો કે તને શું દેખાયછે.

**સત્યભામા**એ આંખ મીંચી ને અલ્પવાર જવા દેતાં ઉઘાડીને જુવે છે તો એકાએક નવાનજ દેખાવ નજરે પડે છે, પોતાના મકાનને બદલે આ તો કોઇ જુદોજ અદભુત મહેલ દેખાય છે. પોતાનો એકાંત વાસને બદલે આતો અસંખ્ય માણસોથી ભરપુર એક હોલ નજરે પડે છે. તમામ જનોના મુખારવિંદો નિસ્તેજ અને ઉતરી ગયલા જણાય છે. ત્યાં એક યુવકને માટે ઘડી—બે ઘડીની જીંદગીની વાત

ચઇ રહી છે, પોતે અનેક જનોને જોઇ રહી છે છતાં પોતાને કોઇ જોઇ શકતું નથી એ જાણી કંઇક ખુશી થઈ. એટલામાં તેજ બીખારણે કહ્યુ કે જો જો પેલો સુતેલો જુઠાલાલ, તે ઘડી બે ઘડીનો પરોણો છે, તેણે જુઠુ બોલી જનમારો કાઢયો છે તેથી તેના આ વખતના રોગને માટે કોઇએ ખરી વાત માની નહી ને તેથી આવી દશામાં ચડી ચુકયો છે, જો તેનો પિતા અજીતસીંહ કેવો નરમ અને દુઃખી થયો છે આ જુઠાલાલનું મ્રત્યું થતાંજ તારો પિતા વચનથી મુક્ત થશે. ચાલ ફરી પાછી આંખ મીંચ સત્યભામાએ પાછી આંખ મીચી, અને આગળ જેટલાજ વિલંબે પાછી ઊઘાડતા વળી કંઇકિ નવીનજ દેખાવ નજરે પડયો.

એક પુરૂષ પોતાના એકાંત ઓરડામાં કલપાંત કરી રહ્યો છે સત્ય પ્રભુને સંભાળી રહ્યો છે અનેક-અનેક શબ્દોએ બોલાવ્યા છતાં પણ સત્ય સ્વરૂપ પ્રભુ હાજર થતા નથી તેમ તેમ આ ભર જુવાન યુવક અધીરો બનતો જાય છે, છેવટે તેને પણ આત્મ હત્યા કરવાનો વિચાર થયો તે યુવકે એક નાની સરખી કટારીને તેની ખોલીથી દુર કરી, કહેવા લાગ્યો, ઓ કટારી મારૂં કામ તમામ કર. સત્ય પ્રભુને મારૂં શીશ લેવા દે, તે પ્રભુ પોતાના શીષ્યનું શીશ લેવાને રાજી છે તેમાં તું આડે આવીશ નહિ, ઓ પ્રભુ, ઓ સત્યદેવ, ઓ સત્યના સહાયક, ઓ સત્ય સ્વરૂપ, આપ મારૂ શીશ સ્વીકારજો, એટલું કહેતાજ પોતાના ગળામાં તે કટારી મારવા જતાંજ એક તેજસ્વી પુરૂસે આવી તેનો હાથ પકડયો ને કહ્યું કે સત્યવાદી વીરસીંહ તું મારો દાશ નથી પણ હું તારો દાશ છું. તારી સત્યતા આગળ હું તારો આજ્ઞા આધીન છું હું તને સ્હાય થઇશ નહિ પણ સહાયજ છું, ચલ આવ જો તને

બતાવું કે મેં તારા દુઃખને દુર કરવાનો ઉપાય કરીજ ચુકયો છું તેવીજ પેલી ભીખારણુ તથા સત્યભામાં જે સંતાઇ રહી જોયા કરતાં હતા તે એકદમ પ્રગટ થયા ને તે ભીખારણુ અલોપ થઇ જઇ એક દેવી રૂપે પ્રકાશી રહી કહેવા લાગી સત્યવાદી વીરસીંહ આ મારી સાથે આ-વેલી સત્યભામાને ઓળખતો હશે તું તેનેજ પુછ કે જુઠાલાલની કેવી હાલત છે, અરે પણુ તે તો મરીજ ગયો એમ જાણુ, કારણુ કે ત્યાં રડા રોળ થઇ રહી છે, અને તેથીજ વાડીલાલ વચનથી છુટો થયો છે આવો હમે તમારા બંનેના ગાંધર્વ લગ્ન કરી આપીએ, એમ કહી દેવીએ સત્યભામાનો અને દેવે વિરસિંહનો હાથ પકડી હસ્તમેળાપ કરાવી દીધો ને પછી દેવીએ સત્યભામાને તેના એકાંત હોલમાં પહોંચાડી હતી. જુઠાલાલના મૃત્યુથી અજીતસિંહે વાડીલાલ ને વિરસિંહ સાથે પરણુાવવાની રજા આપી હતી

સ૦ **વીરસીંહ સત્યભામાં** જોડે પુરપ્રેમથી પરણ્યો હતો આગળ જતાં દરબારમાં સારી નોકરી પ્રાપ્ત થઇ હતી, સુખે પોતાનો સંસાર ચલાવતા હતા, પ્રીય વાંચકો આ વાર્તાથી સાબીત થાય છે કે સત્ય ચાલનારને સુખ અને જુઠ બોલનારને દુખ છે માટે ભા-ઇઓ આ વીરસીહને પગલે ચાલી સત્યવાદી બનશો તો આ લેખક કંઇક કૃતાર્થ થશે સત્યનું અદભુત રહસ્ય આથી પણુ શ્રેષ્ટ જાણુવું હોય તો હમારી * નોવેલ વાંચજો. દયાલુ પ્રભુ સર્વેને સાચા અને સત્યના હીમાયતી બનાવજો;

---

* સત્યનો ભંડાર " રતસીંહ " નોવેલ ખરીદો.



# જાહેર ખબર.



## તૈયાર થાવ તૈયાર થાવ નામ નોંધાવો

## પાછળથી રહી જશો.

# " વીનયલાલ. "



આ નામનું પુસ્તક અતી ઉપયોગી અને જ્ઞાનદાયક રચીને તૈયાર કરવામાં આવેલ છે જેમાં અનેક વીષયો ઘણીજ સંભાળપુર્વક ચર્ચાવામાં આવ્યા છે " વીનયલાલ " નામના પુરૂષે કેવા કેવા કામો અને કેવી ધીરતાથી દૂખો ખમેલા છે તેનો આબેહુબ ચીતાર ચીતરવામાં આવ્યો છે વળી એમાં પ્રેમરસ સાંતરસ હાસ્યરસ વીગેરે દરેક રસો તથા વીષયોનો સમાવેસ કરવામાં આવ્યો છે તેમજ એ પુરૂષનું પરદેશ પર્યટનનો વીસ્તાર પણ આપવામાં આવ્યો છે વળી આ પુસ્તકમાં જુના રીવાજોનું છેદન પણ કરવામાં આવ્યું છે વળી આ પુસ્તક મુસાફરી કરનારને ઉપયોગી થઇ પડે એમ છે કારણ કે એમાં જાત્રાના સ્થળોનાં નામો તથા સ્ટેશનોનાં જકસનો અને આપદાઓ અને સાવચેતી વીગેરે વીગેરે ઘણી બાબતો જાણુવાજોગ આ પુસ્તકમાં સમાવવામાં આવેલ છે માટેજ જરૂર નામ નોંધાવો ઘરાક જેટલીજ નકલો કાઢવામાં આવસે.

નામ નોંધાવાનું ઠેકાણું.

**શા. વીઠ્ઠલદાસ ગોકળદાસ**

**હરીપુરા ગુજ્જર ફળીયા— સુરત.**